

# હજરત મોહંમ્મદ સલ૦નુ

# ટુંક જીવન વૃતાંત.

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર.

મોઅમિન લલ્લુભાઇ છગનભાઇ

( એડીટર "અલ-હિલાલ" )

તથા

મીર નિઝામુદ્દીન અમિરૂદ્દીન કુરૈશી

( પ્રોપ્રાઇટર "અલ-હિલાલ" )



આવૃતિ ૧ લી પ્રત ૧૦૦૦ ઇ. સ. ૧૯૦૪

કીંમત ૦—૧૨—૦

'ઇસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ' પાંચપટ્ટી—અમદાવાદ

# પ્રસ્તાવના.

વાંચકો ! સર્વે સરજનહાર પાક પરવરદિગાર અને તેના રસુલ મોહમ્મદે મુસ્તફા સ૦ ની તારીફ બાદ આપની શેવામાં વિનંતી કરવાની કે સુર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વ, સમુદ્ર ઈત્યાદી આખી સૃષ્ટિ ઉત્પન્ન થવાના કારણરૂપ અને આખા આલમ માટે "રહમત રૂપ સર્વે નબીયોના સરદાર હજરતે મોહમ્મદે મુસ્તફાસ૦ નું જીવનવૃતાંત ગુજરાતીમાં હોવાની ઘણી આવશ્યકતા હતી કારણ કે ગુજરાતમાં તે સાચા નબીને માનનારાઓનો મોહટો ભાગ ઉરદુ ફારસી અરબીથી તદ્દન અણજાણ છે. તો તે ખોટ–આવશ્યકતા પુરી પાડવા માટે અમે તે હજરતના જીવનવૃતાંતમાં આ લઘુ ગ્રંથ લખી આપની શેવામાં રજુ કર્યો છે, લખતી વખતે જે બીનાઓ [illegible] જરૂરી અને અવશ્ય હતી તે તો[illegible] અમે પુરતું લક્ષ આપ્યું

છે, અને તે હઝરતના મુબારક જન્મથી તે વફાત સુધીની સર્વે બીનાઓ ઘણીજ ટુંકમાં લખેલી છે જે આપ વાંચશો એટલે જણાશે. આ લઘુ ગ્રંથ ઉપરથી આપ એમ શંકામાં પડતા નહીં કે તે મહાન પયગમ્બર સ૦ ની કારકીર્દીયો અને જીવન ચરિત્રો આટલાંજ હશે? નહીં નહી, તેઓની કારકીર્દીયો અને જીવનચરીત્રો એક મહાન મોહટા વિશાળ સમુદ્ર સમાન છે જે વડે હાલ ફારસી, અરબી, ગ્રીક, લેટીન, ઇંગ્રેજી, જરમન, ઉરદુ, પીસ્તુ, હીંદી, મરાઠી ઇત્યાદી સર્વે ભાષાઓમા મોહટા મોહટા ગ્રંથ ભરપુર પડયા છે, આ અમે લખેલો લઘુ ગ્રંથ તો તેમના જીવન ચરીત્રોના સમુદ્રમાંથી લીધેલાં બે ચાર ટીંપાં સમાનજ છે અહા! તે અમર મહાન પયગમ્બરની કારકીર્દીઓ એટલી બધી કેમ ન હોય? અને અત્યાર સુધી અનેક ભાષાઓમાં કેમ ન લખાય? ખરેખર તેઓએ પરવરદિગારની સ્રષ્ટી ઉપર એવાંજ એહસાનો

ઉપકારો કીધાં છે, પણ જેઓને માનવી બનાવ્યા છે, સત્યની ખાતર અનહદ સંકટો વેઠયા છે મુર્તી પુજાનું અને બીજા નાસ્તિક વાદનો નાશ કરી અલ્લાહની તવહીદ (એકયતા) નો એવો વિશાળ વાવટો-STANDERD ઉભા કર્યો છે જેના શીતળ છાંયા તળે કરોડો મુસલમાનો સુખશાંતી ભર્યું જીવન ગાળે છે અને પરલોકમાં ગાળશે. તેઓએ ભકિત ન્યાય, દયા–માયા, ભાવ, પ્રીતિ, શુરવિરતા પ્રમાણિકતા, દ્રઢતા, કૃતજ્ઞતા, ઉદારતા અને સંતોષ ઇત્યાદી સર્વે સદ્‌ગુણોના એવા સુંદર સબકો (પાઠ) આપ્યાં છે કે તે હઝરતના દુશ્મનો પણ તેમાં જરાએ ખોડ ખામી કાઢી નશકવાથી એક જીભે વખાણ કરે જાયછે, પરવરદિગાર તરફથી મોકલવામાં આવેલા આ મહાન પેગંબરે આખી દુન્યાનો જોતજોતામાં વિજળીના વેગે ચમત્કારી રીતે એવો ઉદ્ધાર કરી દીધો છે કે

તેવો ઉદ્ધાર તેઓ અગાઉના કોઇ પણ રીફોર મરે એટલે પયગમ્બરે પોતાની અંધકારમાં પડેલી પ્રજાનો કીધો હોય એમ સિદ્ધ થતું નથી. જેમ જેમ તમે આ લઘુગ્રંથને આગળ ને આગળ વાંચતા જશો તેમ તેમ તમે, એક યતીમ બાળકે જોત જોતામાં શુંનું શું કરી નાંખ્યું ?! એ જાણી અચબામાં પડી જશો, અને છેવટે એજ નિરાકરણે આવશો કે તેણે કીધેલા આટલા બધા ફેરફારમાં જરૂર અલ્લાહની સ્હાય હતી અને જરૂર તેઓ ખુદાના સાચા નબી હતા અને છે. અમે આ લઘુ ગ્રંથમાં યુરોપના મોહટા મોહટા વિદ્વાનો જેવા કે સર થોમ્સ કારલાઇલ, એડવર્ડ ગીબન, ગોડફ્રે હેગીન્સ, સરજોન ડેવનપોર્ટ ઇત્યાદી વિદ્વાનોના હઝરતની પ્રસંશા. અને તેઓ સાચા નબી હતા એ વિદ્વાન્‌ મત પુસ્તકના છેલ્લા ભાગમાં ટાંકયા છે અને કેટલાક મત

પુસ્તકમાં મોકે મોકે લખી દીધા છે. ભવિષ્યમાં જો ઝમાનો ફુરસદ આપશે અને અલ્લાહતઆલાની તૌફીક શામીલે હાલ હશે તો, "મહાન પયગમ્બરના જીવનચરિત્રનું મોહટું ગુજરાતી પુસ્તક છપાવવાનો વિચાર છે. અલ્લાહ અમારી આ આશા પરિપુર્ણ કરો (કહો—આમિન) જે સાહેબો અમારી તરફથી પ્રગટ થતા "અલ-હિલાલ" નામના માસીકના ગ્રાહક છે તેઓને આ પુસ્તક ભેટ આપવામાં આવે છે, વાંચકો ! આવા કામ માટેના અમારા ઉત્સાહને વધારવો આપ શ્રીમંત સાહેબના હાથમાં છે. જ્યાં લગી અમને સારા જેવું ઉત્તેજન ન મળે ત્યાં લગી અમે કદી આગળ ડગલું એ ભરી શકીએ નહીં, અમને આશા છે કે "જો અમને સારૂં ઉત્તેજન મળશે તો અમે આપણી મુસલમાન પ્રજા માટે દીનદારી (ધાર્મિક) અને દુન્યાદારી (સંસારીક)માં કામ આવે એવાં અનેક પુસ્તકો છપાવે જઈશું. બસ હવે અમે

એટલી વિનંતી કરી અમારી પ્રસ્તાવનાને પુરી કરીયે છીયે કે અગર આ પુસ્તકમાં કોઇ પણ જગ્યાએ ખોડ ખામી કે ભુલચુક જોવામાં આવે તો ક્ષમાદ્રષ્ટિથી માફ કરી સુધારી વાંચી સદા આભારી કરશો. **વસ્સલામ.**

**લી૦**

આપના આભારી

**મો. અમિન લલ્લુભાઇ છગનભાઇ** અમદાવાદી

તથા

**મો. નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી** અમદાવાદી



# હઝરતે રસુલે ખુદા મોહંમ્મદે મુસ્તફા સલલ્લાહો અલયહે વઆલેહી વસલ્લમનું ટુંક જીવનવૃતાંત.



## બિસમિલ્લા હિર રહેમાનિર રહીમ.



## હ૦ રસુલે ખુદા સ૦ નો મુબારક જન્મ.



જે સમયમાં મહાન પવિત્ર પયગંમ્બર હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ નો જન્મ થયો તે સમયમાં અરબસ્થાનમાં વસતા સર્વે લોકો શિરક[1] કુફર મુર્તિપુજા અગ્નીપુજા, સીતારા પરસ્તી (તારાઓની પુજા) દુષ્ટતા ક્રુરતા દુરાચાર વિગેરે દુર્ગુણોના સાગરમાં ડુબેલાં હતાં. અરબ

---

1. એક કરતાં વધુ ખુદા માનવા.

સ્થાનના લોકો જોકે હઝરતે ઇબ્રાહીમની વંશમાં હતા અને તેઓનાજ પંથે ચાલવાની હામી ભરતા હતા, તોપણ તેઓ હઝરતે ઇબ્રાહીમના ધર્મ અને પંથથી કરોડો કોસ દૂર પડેલાં હતાં, તે લોકો મુર્તિયોને મારનાર જીવાડનાર તારનાર અને પ્રાર્થનાઓ સાંભળી આશાઓ પુરી પાડનાર પરવરદિગારની જોડીદાર માનતા હતા. તેણીયોને ભોગ આપતા માનતાઓ ચઢાવતા પોતાના વડીલો, જીન્નાતો, અપવિત્ર આત્માઓ સુર્ય અને ચંદ્ર ઇત્યાદી સૃષ્ટીમાંની બીજી અનેક અજાયબાતની નિત્ય પુજા કરતા, પોતાના ઘરોમાં અને કોઇ વૃક્ષની સોડમાં મુર્તી બનાવી રાખી તેની આરાધના કરતા અને તેના આસપાસ ફેરા ફરતા. તેઓ મુર્તીપુજામાં એટલાં વધી ગયાં હતાં કે કઅબા જેવાં પવિત્ર સ્થાનમાં તેઓએ પ્રકાર પ્રકારની ધાતુઓની મોહટી મોહટી ૩૬૦ મુર્તીઓ બનાવી ગોઠવી હતી, હઝરતે ઇબ્રાહીમ, હઝરતે ઇસમાઇલ, હઝરતે ઇસા અને જનાબે મર્યમ અ૦ ની

મુર્તિયો પણ તે પવિત્ર સ્થાનમાં મુકી હતી. ચોતરફના ગામોમાંથી અને મોહટા મોહટા શેહરોમાંથી હઠગ્રંથ લોકો આ જડ મુર્તીયોની પુજા કરવા માટે ત્યાં એકઠાં થતા હતા. આ લોકોમાં એવા નેચરી, ફીલોસોફર ઘણા હતા જેઓ મરણ શરણ થવા પછી સજીવન થઇ પરવરદિગાર સન્મુખ ઉભા રહી પોતાની કરણીના હીસાબ આપવાનો, પાપ પુન્યનો બદલો પામવાનો, સ્વર્ગ અને નર્કનો ચોખ્ખો ઇનકાર કરતા હતા. તેઓને સર્વજ્ઞ સર્વ વ્યાપક મહાન કિરતારનું કાંઇ જ્ઞાન કે ભાન ન હતું.

તેઓમાંના કેટલાંક લોકો ભુત પ્રેત, ચુડેલ, મહુરત, શુકન, અપશુકન, જ્યોતિષ શાસ્ત્ર અને ગ્રહ ઇત્યાદીને માનતા હતા, તેઓમાંના કેટલાંક ફિરીસ્તાઓને ખુદાની પુત્રીયો માની તેઓનું પુજન કરતા, જીન્નાતો પાસે જંગલોમાં આશ્રય માંગતા, યતીમ માતાપિતા વીનાના બાળકોનો માલ હડપત કરતાં તેઓ ઉપર જરાએ દયા ન ખાતા,

તેઓમાં સ્ત્રીયોની તો મોહટી ખરાબી હતી.

નિકાહ કે તલાક (છુટકો) વીગેરેના કાંઇ નિયમો નહતા, દરેક માણુસ જેટલી ચાહે તેટલી સ્ત્રીયો પરણતો અને જ્યારે ચાહતો ત્યારે એકદમ છુટકો આપી દેતો, પિતાના મૃત્યુ પછી મોહટો પુત્ર પોતાની સાવકી માતાને પોતાની સ્ત્રી તરીકે કબજામાં લઈ લેતો.

વ્યભીચાર તેની છેલ્લી સીમાએ પહોંચ્યો હતો. મોહટા મોહટા નામીચા અને સદ્ગ્રહસ્થ તરીકે ઓળખાતા માણુસો પોતાની દાકરીયો પાસે વેસ્યાનો ધંધો કરાવરાવી તેણીયોની કમાણી ઉપર પોતાનું ગુજરાન નભાવતા; સંખ્યા બંધ સ્ત્રીયો વેસ્યા અને ગુણીકાનો ધંધો કરતીયો હતી, તેણીયો પોતાની પીછાણ માટે પોતાના ઘરનો પાસે ઝંડીયો રાખતીયો હતી. જે સ્ત્રીયોને સંતાન પ્રાપ્તિ થતી નહીં તેણીયો પોતાના પતિ શીવાય બીજા સાથે ક્રીડા રમી સંતાન પ્રાપ્ત કરતીયો હતી; કેટલાંક ગરીબ અને રંક સ્થીતિમાં

હોવાથી પોતાનીપુત્રીયોને જીવતીને જીવતી ભોંયમાં દાટી દેતા. ન્હાના બાળકોને વધ કરીને મુર્તીયોને ભોગ આપતા, વ્યાજ ખાવાની દારૂ પીવાની અને અરસપરસ કતલ ચલાવવાની તેઓએ કોઇ હદ બાકી રાખી ન હતી, બીચારાં મઝલુમોને ન્યાય કે ઇન્સાફ મળતો ન હતો, હરામ શું અને હલાલ શુ તેનું ગ્યાન કે ભાન તેઓને ન હતુ, જાનવરોને હલાલ કરવાના કોઇ પણ નિયમ વિના જેમ આવ્યું તેમ વધ કરી નાંખી તેનું લોહી પોતાની મુર્તીયો ઉપર છાંટતા હતા. મુસલમાનોમાં જેવી રીતે દરરોજ નમાઝ પડવાના પાંચ વખત ઠરાવેલા છે તેવી રીતે તેઓએ દરરોજ દારૂપીવાના પાંચ વખત ઠરાવ્યા હતા.

ખ્રીસ્તીઓ પણ એવીજ અગ્યાનતામાં ફસેલાં હતા. ખરા દયાળુ એકજ ખુદાને ન માનતા બાપ બેટા અને પવિત્ર આત્મા એવા ત્રણ ખુદાને માનતા હતા. અને કેટલાંક "પવિત્ર આત્મા" ની જગ્યાએ જનાબે મરયમને તેમાં ભેળવતા

અને પવિત્ર બીબીને પચવરદિગારની જોરૂ માનતા, તેઓમાં પણ વ્યભિચાર અને દારૂની કોઇ હદ બાકી રહી નહતી; તેઓમાંના કેટલાંક રાહિબ એટલે સન્યાસી લોકો એવા કૃત્ય કરતા કે તોબા! તૌબા!

અરબ પ્રજામાં આચાર વિચારના કાનુનો સમુળગા નહોતા, તેઓ ઉપર કોઇનું રાજ્ય ન હતું. શેહરનો બંદોબસ્ત રાખવા અને સુખશાંતી જાળવવા માટે તેઓમાં પોલીસ અથવા જસ્ટીસ ઓફ ધી પીસ કોઇ ન હતું, જુદા જુદા કબીલા નો જુદો જુદો સરદાર એજ તેઓનો રાજાગણાતો; વાતવાતમાં તલવારો ખેંચાતી હતી લોહીની નદીયો વહેતી હતી, ટુંકમાં કહેતાં અરબસ્થાનની ભુમીના કોઈ ભાગ ઉપર શાંતી સલાહ દેખાતી ન હતી.

આવીરીતે જ્યારે અરબ અને આખી પ્રથ્વી ઉપર વસ્તી સર્વ પ્રજાઓમાં શિરક કુફ્ર મુર્તિપુજા અગ્ની પુજા અને દુરાચારનો અંધકાર પસરી રહ્યો

હતો ત્યારે તે અજ્ઞાન તિમિર ટાળવા ઉપદેશનો સુર્ય પ્રગટ થયો, એટલે દીન દુન્યાના સરદાર, પાપીયોને તારનાર થઇ ગયેલાં પયગમ્બરો ઉપર ગર્વ ધરાવનાર **હઝરતે મોહંમ્મદ સ૦** નો ઇ૦સ૦૫૭૦માં જન્મ થયો. તેઓ હઝરતે ઇબ્રાહીમના મોહટા પુત્ર હઝરતે ઇસમાઇલની વંશના શરીફમાં શરીફ અને કુળવંત કુરૈશી ખાનદાન માંથી હતા. તેઓનો જન્મ ભુમી પવિત્ર મક્કા છે.

આ મહાન પયગંમ્બર જન્મ પામ્યા આગમચ જેટલાં પયગમ્બરો થઇ ગયાં તેટલાં સર્વે આ પયગમ્બર મોહમ્મદ સ૦ અંધકારમાં પડેલી સૃષ્ટીને પ્રકાશમાં લાવવા માટે આવવાની ભવિષ્ય વાણી ભાખી ગયા હતા **હઝરતે ઇબ્રાહીમે** પરવરદિગારના દરગાહમાં પ્રાર્થના કીધી હતી કે "હે! મહાન પરવરદિગાર! મક્કાની ભુમીમાં એક અઝીમુશ્શાન પયગંમ્બર જાહેર કર કે જે ત્હારી વાણીને વાંચે અને આખો આલમની પ્રજાઓને પવિત્ર બનાવે અને તેઓને કિતાબ અને હિકમત

શીખને. હઝરતે મુસાએ મુશખબરી આપી હતી કે મ્હારીબાદ મ્હારા જેવી શરીયતવાળો એક નબી પેદા થશે જે એપ્ઠા અને મહત્વતામાં સર્વે નબીયો કરતાં વધારે હશે, જેઓ તેની વાતને માનશે નહીં તેઓ નીસ્ત અને નાબુદ થઈ જાશે. હઝરતે દાઉદ અ૦ તેઓના જાહેર થવાના ગીતો ગાયાં છે અને તેઓને આખી દુન્યાના પ્હેલવાન ઝબરદસ્ત મહા શુરવીર બળવંત અને સર્વે કરતાં વધારે રૂપવંત અને પુર જલાલ બાખ્યા છે. હઝરતે સુલયમાને આપને "પુર્ણ વખાણ કરવા લાયક" કહ્યાં છે, હઝરત યસુવાએ આપને 'વખણાએલ' એટલે મે:હમ્મદ અને પસંદ કરવામાં આવેલ એટલે મુસ્તફાના ઇલકાબોથી યાદ કર્યા છે. હઝરતે ઇસાએ "ફારકલીત" આખા આલમને શાંતી અને દિલાસો આપનાર, સંપુર્ણ વખાણ કરવામાં આવેલ અહમદ નામથી ખુશ ખબરી આપી છે,

તે હઝરતની માતુશ્રીએ તે હઝરતનો જન્મ

થવા પહેલાં સ્વપ્નામાં એક ફિરિસ્તાને એમ કહેતા સાંભળ્યો હતો કે "આ આલીશાન અને માનવંતા બાળકનું નામ "મોહંમ્મદ" રાખજો અને તેથીજ તે હઝરતે ફરમાવ્યું છે કે હું હઝરતે ઇબરાહીમ અ૦ ની પ્રાર્થના હઝરતે ઇસા અ૦ની ખુશખબરી અને મ્હારી માતુશ્રીનું સ્વપ્ન હું.

જ્યારે તેઓ જન્મ પામ્યા ત્યારે એક મોહટો અને ભયંકર ધરતીકંપ થયો, ઇરાનના શેહનશાહ "કિસરા"ના મહેલના ચૌદ કાંગરા ખરી પડયા, અગ્નિ પુજકોની અગ્નીહોત્રીમાં બળતી હજાર વરસની અગ્ની ઓલવાઇ ગઇ "કાશાન"ની પાસે આવેલો "સાવા" નામનો સમુદ્ર કે જેની પરસ્તિશ (પુજા) કરવામાં આવતી હતી તે સુકાઇને ખારોપાટ થઇ ગયો, સૃષ્ટી ઉપરની સર્વે મુર્તીયો ઉંધે મોહડે બોંય પડી ગઇ; પ્રથમ શયતાન સાતે આકાશોમાં જઇ શકતો હતો. પણ જ્યારે હઝરતે ઇસાઅ૦

જન્મ પામ્યા ત્યારે ત્રણ આકાશ ઉપર જવાથી બંધ થયો અને માત્ર ચોથા આકાશ સુધી જઇ શકવા લાગ્યો પણ જયારે હજરતે મોહમ્મદ સ૦ જન્મ પામ્યા ત્યારે સાતે આકાશોમાં તેનું જવું બંધ થયું, તેના ઉપર ભડકાના તીર (સીતારા) પડવા લાગ્યા. આવા સંખ્યાબંધ સીતારા પડતાં જોઈ યુસુફ નામનો યહુદી કુરેશીયોની સભામાં જઈ પુછવા લાગ્યો કે હે ! કુરેશીયો આજ રાતે તમારામાં કોઇ છોકરો જનમ્યો છે ? તેઓએ કહ્યું કે ના; યહુદીએ કહ્યું તમે ભુલો છો કારણ કે તવરેતમાં લખ્યું છે કે આજ રાતરે એક્લા પયગમ્બર જન્મ પામશે અને લખ્યુંછેકે જયારે જન્મ પામશે ત્યારે શયતાનોને સીતારાઓનો માર પડશે અને તેઓમાંનો એકે આકાશ ઉપર જઇ શકશે નહીં આ વાત સાંભળી સર્વે કુરેશીયો ત્યાંથી વિખેરાઇ ગયાં અને એક બીજાને ત્યાં પુછવા લાગ્યાં. પુછતાં પુછતાં જણાયું કે હજરતે અબદુલ્લાહ બિન અબદુલ મુત્તલિબને ત્યાં એક બાળક જનમ્યું છે,

અને હજરત જનમ્યા તેવારે એક એવો પ્રકાશ થયો કે શામ (સીરીયા) ના પ્રદેશના સર્વે કીલ્લાઓ સ્પષ્ટ જણાવા લાગ્યાં. જીન જીન્નાત અને અપવિત્ર આત્માઓને આકાશ ઉપરથી કાઢી મુકવામાં આવ્યાં. વળી જયારે હજરત જન્મ પામ્યા ત્યારે તરતજ ઘુંટણીએ પડયા અને આકાશ તરફ હાથ ઉંચા કરી મોહટા સાદે નીચલા વાકયો બોલ્યા "અલ્લાહ મહાન છે, અલ્લાહ એકજ છે, અને હું તેનો પયગમ્બર છું". પછી તેઓની પીઠ ઉપર નબુવતની મોહર કરવામાં આવી અને તેઓને બેહેસ્ત-સ્વર્ગના સુફેદ લુગડામાં લપેટી દીધાં.

આ સરવે બાબતો કુદરત તરફથી તેઓ ખરા નબી હોવાની નીશાનીયો હતી ખરેખર આપના આ સ્રષ્ટીમાં પધારવાથી કુફર શીરક મુર્તી પુજા ઈત્યાદી ગુમરાહીયો નાશ પામી, અને આખી સ્રષ્ટી ઉપર ઈસ્લામનું રાજ્ય પ્રસરી ગયું.



## તે હઝરતની બાળા-વસ્થા



હજુ આપ પોતાની માતુશ્રીના પવિત્ર ઉદરમાંથી બહાર પધાર્યા નહતા એટલામાં તેઓના પિતાશ્રી મર્ણ પામ્યા. તેઓના જન્મ પછી ૭ વરસે તેઓના માતુશ્રી પણ આ સંસારનો ત્યાગ કરી ગયા. તેઓ ઉપર બાળી કુમળી અને બાળા વસ્થામાં યતીમીનો પર્વત ટૂટી પડયો, માત પિતાના મરણ પછી તેઓને તેઓના દાદા જનાબે અબદુલ મુત્તલિબ ઉછેરવા લાગ્યા. લખે છે કે જ્યારે હઝરત રસુલે ખુદા સ૦ ની માતુશ્રી આ ફાની દુન્યાનો ત્યાગ કરી આખેરત તરફ કુચ કરી ગયા ત્યારે તેઓના દાદા અબ્દુલ મુત્તલિબે હઝરતને હલીમા નામની દાયાને હવાલે કર્યા, તે હલીમા હઝરતને પોતાના કુટુંબમાં લઇ ગયા, જ્યારે દુધ પીવરાવવાની મુદ્દત પસાર થઈ ત્યારે હઝ

સાને તેડી તેઓના દાદા અબ્દુલ મુત્તલિબને સોંપવા ચાલ્યાં, અને મક્કાની નજદીક હઝરતને એક જગ્યાએ મુકી દઇ પોતે તવારત કરવા માટે ગયાં, અને જ્યારે તેઓ ત્યાંથી પાછાં આવ્યાં ત્યારે ત્યાં હઝરત મળ્યા નહીં અને જેને પુછતાં હતાં તે તેઓનો પત્તો આપતો નહીં, જેથી હલીમા ફરીયાદ કરતાં હતાં કે અએ અબ્દુલ મુત્તલિબ મેં મોહમ્મદ સ૦ ની પરવરીશ કીધી પણ મેં તેને મક્કાના દરવાજા ઉપર ગુમ કર્યો; અને તેઓએ પોતાના મનમાં નિશ્ચય કર્યો કે અગર મોહમ્મદ સ૦ નહી જડે તો આ પહાડ ઉપરથી નીચે પડી પ્રાણ આપીશ પણ આવી શરમીંદગી કબુલ કરીશ નહીં, પછી તે મક્કામાં ગયાં અને "વા મોહમ્મદાહ" ની ફરીયાદ કરવા લાગ્યાં એટલામાં તેઓને એક બુઢો લાકડી ઉપર ટેકો દઇ ઉભેલો મળ્યો તેણે પુછયું કે શા માટે ફરીયાદ કરે છે ?

હલીમાએ પોતાનો કીસ્સો બ્યાન કર્યો. તો તે બુઢ્ઢાએ કહ્યું કે "હુબલ"ની પાસે ચાલ કે તે સઘળાં બુતો (મુર્તીયો) કરતાં વધારે બુઝુર્ગ છે. જેની પાસે હું ત્હારી સીફારીશ કરીશ એટલે તે મોહમ્મદ સ૦ નો પત્તો આપશે; તેથી તે બંન્ને જણ "હુબલ" નાં પાસે ગયાં અને તે બુઢ્ઢાએ "હુબલ" ના હાથ અને માથાને ચુંબન કરી કહ્યું કે આનો ફરઝંદ મોહમ્મદ સ૦ ગુમ થઇ ગયોછે, તો બતાવ તે કયાં છે? "મોહમ્મદ" સ૦ નું નામ સાંભળતાંજ તે હુબલ અને ત્યાં જેટલાં બુત હતાં તે સઘળાં ઉંધા મોંહે ઝમીન ઉપર પડી ગયાં અને હાતિફે અવાજ આપ્યો કે અએ મુર્ખ બુઢ્ઢા દુર થા કે મોહમ્મદ સ૦ ના હાથથી આ બુતોની હલાકી થશે. તે બુઢ્ઢો ધ્રુજવા લાગ્યો અને તેના હાથમાંથી લાકડી પડી ગઇ અને હલીમાને કહ્યું કે તું ધીરજ ધર કે મોહમ્મદ સ૦ ના ખુદા તુને ત્હારી પાસે મીળાવશે, જ્યારે હઝરત ગુમ થયાની ખબર

અબ્દુલ મુત્તલિબને પહોંચી ત્યારે તેઓને એવો અનુમાન થયો કે કોઇ કુરેશીઓએ તેઓને મારી નાંખ્યા છે તેથી તલવાર લઇ એકદમ બહાર નીકળ્યા અને કહ્યું કે અએ "આલે ગાલિબ," તો સઘળાં કુરેશીઓએ એકઠાં થઇ કહ્યું કે અએ અમારા સરદાર શું છે? તો અબ્દુલ મુત્તલિબે સઘળો હાલ બયાન કર્યો, પછી કુરેશીઓના સાથે જઇ મક્કાના ગારોમાં હઝરતને શોધ્યા તો પણ હઝરતનો પત્તો લાગ્યો નહીં તેથી હથિયાર ફેંકી દઇ "બયતુલ્લાહ" તરફ જઇ ત્યાં તવાફ કરી આસમાન તરફ જોઇ કહ્યું કે અએ મ્હારા પરવરદિગાર મોહમ્મદ સ૦ ને મ્હારી તરફ મોકલ: તે વખતે આકાશવાણી થઇ અએ કોમ તમો બેસબરી કરો નહી, મોહમ્મદ સ૦ નો ખુદા તેનો રક્ષક અને મદદગાર છે, અબ્દુલ મુત્તલિબે પુછ્યું કે તે કયાં છે? અવાજ આવ્યો કે તે વાદીએ "તહામા"માં ફલાણા ઝાડની નજદીક છે, અબ્દુલ મુત્તલિબ સ્વાર થઇ પોતાની

તેમને સાથે લઇ "તહામા" ની તરફ રવાના થયા, રસ્તામાં વરકાબિન નોફીલની મુલાકાત થઇ તેને પુછ્યું તો કહ્યું કે હા ફલાણી જગ્યાએ છે, અને જ્યારે વધારે નજદીક પહોંચ્યા ત્યારે જોયું ઝાડની ડાળી સાથે રમે છે, અબ્દુલ મુત્તલિબે તેઓને લાંબા સમયથી જોયાં ન હતાં તેથી તેઓને ઓળખ્યાં નહીં તેથી પુછ્યું કે હે! છોકરા તું કોણ છે? તેઓએ ફરમાવ્યું કે હું મોહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ મુત્તલિબ છું. આ સાંભળીને અબ્દુલ મુત્તલિબે કહ્યું કે ત્હારા ઉપર મ્હારી જાન ફિદા થાઓ, પછી અસ્વારી ઉપરથી નીચે ઉતરી હઝરતને પોતાના ખોળામાં બેસારી મક્કામાં આવ્યાં અને પોતાને ત્યાં હઝરતની પરવરીશ કીધી, પણ બે વરસ પછી તેઓ પણ વફાત પામ્યા. તે પછી તેઓ પોતાના કાકા હઝરતે અબુતાલિબ ની પાસે રહેવા લાગ્યાં. આ સરવે તેઓને ઉછેરતા હતા પણ તેઓને શીક્ષણ આપવાની

કે નીશાળે મોકલવની કાંઇ દરકાર કરતા ન હતા. પરિણામે તેઓ અભણ રહ્યા અને લખતાં વાંચતાં કાંઈ શીખી શકયા નહીં, પણ (અલહંમ્દો લિલ્લાહ) તેઓનું અભણ રહેવું અને લખતાં વાંચતા ન શીખવું તેઓ માટે ગર્વનું કારણ થઇપડયું, એવીરીતે કે તેઓને લખતા વાંચતા એકે અક્ષર આવડતો નહતો છતાં પરવરદિગારની પ્રેરણા અને વહીથી એવી આકાશી વિદ્યાઓ અને એવાં ગેબી ઇલ્મો પ્રાપ્ત કર્યા કે તેવા ઇલ્મો તેઓ આગમચ બીજા કોઇને નસીબ થયાં નહતાં, તેઓ ઉપર કુરઆને શરીફ જેવી સુભાષિત અલંકારીક પ્રકારપ્રકારના ઇલ્મો અને વિદ્યાઓથી ભરપુર મહાન કીતાબ ઉતરી—જેના ઉતરવાથી મોહટા મોહટા છટાદાર કવીયો અને ભાષા રહસ્યના વિદ્વાનોની જીભો બંધ થઇગઇ. તેઓની વય જયારે નવ વર્ષની થઇ ત્યારે તેઓના કાકા હજરત અબુતાલિબ વ્હેપાર અર્થે શામ (સીરીયા)ના પ્રદેશમાં ગયાં અને હજર

તને પણ સાથે લઇ ગયાં. આ વખતે એક ઘણા મોહટો વિદ્વાન નામીચો અને માનવતો પાદરી કે જે તવરાત અને ઇન્જીલનું સારી પેઠે જ્ઞાન ધરાવતો હતો, (જેમાં તેણે મક્કાની ભુમી ઉપર એક મહાન પયગમ્બર જન્મ પામવાની ભવિષ્યવાણી તે હઝરતની નીશાનીયો સહીત વાંચી હતી) તે હઝરતના જન્મ પામવાની અને જાહેર થવાની રાહ જોતો સમય ગાળતો હતો, જ્યારે હઝરત બસરામાં પહોંચ્યા ત્યારે આ પાદરીએ હઝરતને જોઈ તેઓની નીશાનીયો[1]થી ઓળખી લીધાં અને તેઓની પયગંમ્બરીની શાક્ષી આપી તરતજ તેઓ ઉપર ઈમાન લાવ્યો.

---

૧–એટલે મોહરે નબુવતથી ઓળખી લીધાં. " યસીઅયાહ " ના નવમા પ્રકરણમાં મોહરે નબુવતનું વર્ણન આવી રીતે છે " અમારા માટે એક બાળક જન્મ પામ્યું કે તેની બાદશાહતની નીશાની તેના ખભા ઉપર હશે. " મોહરે નબુવત હઝરતના ખભા ઉપર હતી. ઇ. સ. ૧૬૬૬ માં

હઝરતની બાળાવસ્થામાં મક્કામાં એક મોહટો સખત દુકાળ પડ્યો હતો અને લોકો ભુખમરાથી મરતા હતા. તે વખતે તેઓના કાકા હઝરતને લઇને જંગલમાં ગયા અને હઝરતનો વાસ્તો આપી વરસાદ થવાની અલ્લાહ પાસે દોઆ માંગી. અલ્લાહ તઆલાએ તેઓની તે દોઆ સ્વીકારી

---

અરકાન અરમને જે તરજુમો કર્યોછે તેમાં પણ એજવાકયછે "તેની બાદશાહત તેની શાનો તેની પીઠ ઉપર હશે, અને એનું નામ અહુંમદ (સ૦) છે" આવી બાઇબલમાં અનેક બશારતો અને હઝરતના આવવાની ભવિષ્ય વાણીયો સ્પષ્ટ રીત્યે હતી પણ અહલે કીતાબનીલુચ્ચાઇથી તરજુમાના રૂપમાં ધીરે ધીરે બદલાતી ગઇ અને કાંઇનું કાંઇ કરી દીધું તોપણ "અલહંમ્દો લિલ્લાહ" હજુ બાઇબલમાંથી હઝરત માટેની અનેક બશારતો નીકળે છે જે હઝરતનું પયગંમ્બર હોવું સિધ્ધ કરી આપે છે.

લીધી અને એટલો વરસાદ વરસાવ્યો કે આખા દેશમાં અનાજ અનાજ થઇ રહ્યું.

## તે હઝરતની યુવાવસ્થા.

જ્યારે હઝરત યુવાન વયે પહોંચ્યા ત્યારે યુવાનીયાઓમાં જે વાતો હોય છે તેથી તદ્દન અલગ રહી વિવેક નીતિ સભ્યતા અને સદાચાર ઇત્યાદી સદ્‌ગુણોના આભુષણોથી શ્રણગારાયલા રહ્યાં.

જ્યારે તેઓને ખેલ તમાશા માટે બોલાવતા ત્યારે તેઓ તેમાં કદી ભાગ ન લેતાં સાફ કહી દેતાં કે મને "ખેલકુદ માટે પૈદા કરવામાં આવ્યો નથી." તેઓ સત્યતા અને અમાનતમાં એટલાં પ્રસિદ્ધ હતાં કે તેઓ મોહંમ્મદ અમીનના નામે ઓળખાતાં હતાં કાફેરો અને મુશરીકોએ તે હઝ-

રત માટે જે જે નિન્દાત્મિક કવિતાઓ લખી છે તેમાં પણ તે હઝરત માટે "અમીન" અને "મામુન" શબ્દો વાપર્યાં છે. ઘણાં લોકો કોઈ મુશ્કીલ કામમાં આપની સલાહ લેવા માટે આવતા, અને પોતાની અમુલ્ય અમાનતો તે હઝરતની પાસે **અમાનત** તરીકે મુકી જતાં અને જ્યારે ચાહતા ત્યારે પાછી લઇ જતાં.

હઝરતની આ **અમાનતનું** પરિણામ એ આવ્યું કે તેઓની **અમાનત** અને **સત્યતા** ના સમાચાર ધિમેધિમે મકકાની રહેવાશી જ**નાબે ખોદયજા** નામની એક બાઇને પહોંચ્યા, તેણીએ તે હઝરતને પોતાના વ્હેપારના માલના રક્ષક ઠરાવ્યા. પછી હઝરત તે બાઇનો માલ લઇને **શામ** તરફ રવાના થયા. જ્યારે બસરા શેહરમાં પહોંચ્યા ત્યારે વળી **સનુરા** રાહીબ કે જે **બહીર. રાહિબની** બાદ ગાદીએ બેઠો હતો તેણે તે હઝરતને ઓળખ્યા અને તેઓની

નબુવ્વતની શાક્ષી આપી ઇમાન લાવ્યો. જ્યારે તે હઝરત વહેપારનો માલ વેચી ઘણા નફા સાથે મક્કા તરફ પાછા ફર્યા ત્યારે જનાબે ખોદયજા આપની અમાનત સત્યતા અને પ્રમાણિકપણું જોઈ ઘણા આશ્ચર્ય પામ્યા અને તે હઝરતને પોતાનો હસ્ત અર્પણ કર્યો. હઝરતે તેઓનો હસ્ત સ્વીકાર્યો. આ પ્રમાણે લગ્ન થયાં તે વારે હઝરતની વય ૨૫ વર્ષની અને જનાબે ખોદયજાની વય ૪૦ વર્ષની હતી. ૫૦ વરસ સુધી કે જે ખાસ જુવાનીની વય હતી તે દરમીયાનમાં હઝરતે બીજી એકે સ્ત્રી કીધી ન હતી જો કે તેઓની કોમમાં એક કરતાં વધુ સ્ત્રીયો[1] કરવાની રૂઢી સામાન્ય રીતે ચાલુ હતી.

---

૧—હઝરતે, જનાબે ખોદયજાની વફાત બાદ જે વધુ સ્ત્રીયો કરી હતી તેનુ મુખ્ય કારણ ઇસ્લામના અહકામ (હુકમો)નો સ્ત્રીયોમાં પ્રસાર કરવાનું અને એક બીજા સાથે સગપણ-હેતભાવ

# નબુવતનો આરંભ.

જ્યારે તે હઝરતની વય સંપુર્ણ ચાલીસ

વધારવાનું હતું. ઉપરાંત ને આગળના હઝરતે દાઉદ, હઝરતે સુલયમાન અ૦ જેવા પયગંમ્બરો નો તરીકો (રીત) હતો. પણ ખ્રીસ્તીયો હઝરત પ્રત્યેની દ્વેષબુદ્ધીથી આ બાબતમાં હઝરતનો દોષ કાઢે છે, અને એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાના રીવાજને વખોડી નાંખે છે પણ તેઓની માહટી ભુલ છે. બાઇબલ (સહીફએ હિઝકીલ)માં ખુદાએ રૂપાન્તર આપવા માટે 'અહૂલા' અને "અહૂલિયા" સાથે નિકાહ કરવાનું જાહેર કર્યું છે તો જો એ રીવાજ વખોડવા પાત્ર હોત તો ખુદા શામાટે એવી વખોડવા લાયક રીતે રૂપાંન્તર આપત ? અને હઝરતે દાઉદ અ૦ ઈત્યાદી આગળના પયગંમ્બરો કે જેઓને ખ્રીસ્તીયો સાચા પયગમ્બર માને છે તેઓ પણ

---

કેમ એવી વખોડવા લાયક રૂઢી પ્રમાણે એક કરતાં વધુ સ્ત્રીયો કરત? તો તેઓનાજ ઇમાનની આ ઉપલી બાબતોથી સીદ્ધ થાય છે કે એક કરતાં વધારે સ્ત્રીયો કરવાની રૂઢીમાં કાંઇ પણ વખોડવા લાયક નથી.

**મીસીઝ એની બીસેન્ટે** પોતાના ૧૯૦૩ ના જુનાગઢમાં આપેલા ઇસ્લામ ઉપરના લેકચરમાં કહ્યું છે કે "પુરાણખંડમાં એમ જાહેર કરવામાં આવ્યું છે કે ઇસ્લામ–ધર્મ એક કરતાં વધુ સ્ત્રીયો કરવાની રજા—છુટ આપે છે અને સ્ત્રીયોના માન ભંગ તરફ દોરે છે. જ્યારે મોહમ્મદ સ૦ ઉપદેશ કરવાનો આરંભ કર્યો ત્યારે અરબસ્થાન વ્યભિચાર–ઝીના અને ઇંદ્રિય વિષયમાં ડુબેલું હતું; ચારે તરફ લુચ્ચાઇ અને ડોંગાઇનો પ્રચાર થઇ. રહ્યો હતો અને સ્ત્રીઓ કરવાની કોઇ હદ બાકી હતી નહીં.

તથા મહાન પયગંમ્બરે અમુક હદ રહે તેટલા માટે સ્ત્રીયો કરવાની હદ બાંધી અને દરેક પુરૂષ ચાર સ્ત્રીયો કરી શકે તેવી પરવાનગી આપી, અને હજુ પણ વધારે સખત હદ બાધવા તે સાથે એવું ફરમાન આપ્યું કે "ત્યારેજ બીજી સ્ત્રી પરણે કે જ્યારે તેની સાથે પહેલીની જેમ પ્રીતિ અને હેતભાવથી વર્તી શકે" વળી યે.ડુક આ-ગળ ચાલી કહેછે કે "હું વારંવાર વિચારૂંછું કે ખ્રીસ્તી ધર્મ કરતાં ઇસ્લામ ધર્મમાં સ્ત્રીયોને વ-ધારે સ્વતંત્રતા આપવામાં આવેલીછે. જે ધર્મ એકજ સ્ત્રી કરવાનું શીક્ષણ આપે છે (ખ્રસ્તી) તેના કરતાં ઇસ્લામ સ્ત્રીયોનું વધારે રક્ષણ કરે છે. પવિત્ર કુરઆને શરીફમાં સ્ત્રીયો વિશેનો કાનુન ઘણોજ ન્યાય અને ઉદારતા ભર્યો છે. હજુ માત્ર વીસજ વર્ષ થયાં કે ખ્રીસ્તી ધર્મ પાળનાર ઇગ્લાંડે સ્ત્રીયોની મીલકત પ્રત્યે હક કબુલ રાખ્યો જ્યારે ઇસ્લામી ધર્મ સર્વ કાળમ

એટલુંજ છે કે તેઓએ પોતાની જીંદગી અ-

સ્ત્રીયોને એ હક આપતો આવ્યો છે. ( સ્ત્રીયો માટે ) કુરઆને શરીફમાં કહેલું છે કે " તમે તમારી સ્ત્રીયો પ્રત્યે માયાળુ અને ન્યાયી બનો. જો તમારી વચ્ચે કદી કંકાશ થાય તો છેડા છુટકો કર્યા પહેલાં સલાહ સંપ શોધો" અને છેડા છુટકાની મુદ્દત લાંબી રાખવાનું એજ મહત્વતા ભર્યું કારણ છે કે તેટલી મુદ્દતમાં કાંઇ કરતાં તે બન્ને જણાં સમજી અરસ પરસ સલાહ કરી સંપથી રહેવા લાગે. ઇસ્લામીયોનો પ્રાચિન ઐતિહાસ જોશો તો જણાશે કે સ્ત્રીયોએ ગાદીએ બેસવામાં, રણસંગ્રામમાં રાજ્ય ખટપટમાં, ભાષા રહસ્યમાં તથા કાવ્ય રચનામાં અગ્ર ભાગ લીધો છે." ઉપરાંત "જૉનમિલ્ટન" કે જેઓ એક કરતાં વધુ સ્ત્રીયો કરવાની રૂઢીના પ્રખ્યાત હામી છે તેઓએ, અને મી. ટોમ્સ કારલાઇલ ઇત્યાદીયોએ

સંત પવિત્રતા પરહેઝગારી પાકીઝગી નેક-નામી ઉંચામાં ઉંચા વિવેક સભ્યતા નમ્રતા સહનશિલતા નીતિ અને અમાનતદારીથી ગાળી હતી. તેઓના સદગુણો અને વિવેક એવા પ્રકાશિત હતા કે અરબસ્તાનના સર્વે લોકો તેઓને "અમિન" અને "સાદિક" (સાચા) કહેતાં હતા,

તેઓનો શારિરિક બાંધો તેઓની આત્મિક

---

આ વિશે ઘણુંજ પ્રશંશાપાત્ર લખેલું છે. જે લંબાણ થવાના ભયથી અત્રે લખતા નથી. બાજું સૃષ્ટી નિયતાની ઇચ્છા સૃષ્ટી વધારવાનીછે કાંઇ સૃષ્ટી ઓછી કરવાનીનથી. એક માણસ એક સ્ત્રીથી નવ માસમાં એકજ બાળક પામી શકશે પણ જો તેને ચાર સ્ત્રીઓ હોય તો તે એક વર્ષમાં ચાર બાળક પામી શકશે. અને તેથી સૃષ્ટીની વૃદ્ધીનો નિયમ સારી પેઠ જાણવી શકાશે. ...

ખુબીયો તેઓના ચ્હેરાની લાવણ્યતા અને સૌંદર્યતા આખું અરબસ્તાન તો શું આખી દુન્યાના સર્વ લોકો કરતાં શ્રેષ્ઠ હતી. નબી તરીકે જાહેર થવા અગાઉ તેઓનો ધારો હતો કે તેઓ "હરૂા" નામની ગુફામાં જઇને બેસતાં અને કુદરતની અજાયબ કારોગીરીયો ઉપર ઘણોજ ઉંડો વિચાર કરતા અને કિરતારનું સ્મરણ કરવામાં ગુંથાયા રહેતા જે વિશે યુરોપના પ્રખ્યાત વિદ્વાન મી૦ **થોમસ કારલાઇલ સાહેબ** લખે છે કે "એ માણસ કે જે જંગલી દેશમાં જન્મ પામ્યો હતો, તે પોતાના અંતરની આંખો, ખીલેલાં મગજ, સદ્‌ગુણ અને ઊંડો વિચાર કરનારા સ્વભાવ સાથે ઊંચ પદવી પ્રાપ્ત કરવાની લાલસા શીવાય કાંઇ જુદાજ વિચારો રાખતો હતો, તે એક શાંન્તીથી ભરપુર અસાધારણ શકિતયો વાળો આત્મા (૨૯) હતો, અને જે લોકો સત્યવાદી હોવાને બીજા કાંઇ થઇ શકતા નથી તે લોકો (પયગમ્બરો) માંથી હતો,

જેને કુદરતે (ખુદાએ) સાચો અને સત્યવાદી પૈદા કીધો હતો, જયારે બીજા લોકો ઠરાવેલા અકીદાહ અને રીવાયતો ઉપર ચાલતા હતા અને તેજ ઊપર સંતોષ માનતા હતા ત્યારે આ માણસ એવા અકાયદ અને રીવાયતોના પરદા માં રહી શકતો નહતો, એ માણસની વાણી એવો અવાજ છે કે જે કોઇ પણ વસ્તુની મારફત વિના ઇલાહી—કુદરતના હૃદયમાંથી નીકળે છે જેને મનુષ્યો સાંભળે છે, અને તે સાંભળવામાં બીજી ચીજો સાંભળવા કરતાં વધારે લક્ષ આપવું જોઇએ કેમકે તેના મુકાબલા માં બીજી જે કાંઇ ચીજ છે તે કાંઇ (હીસાબમાં) નથી. શરૂઆતમાં હજના ટાંકણા સમે અને ફરરોજના આમ તેમ હરવા ફરવાથી તેના (મોહમ્મદસ૦ ના) મનમાં પ્રકાર પ્રકારના અનેક વિચારો ઉદ્ભવતા હતા જેમકે હું શું આ વસ્તુ કે જેને લોકો દુનીઆ કહે છે અને જેમાં હું પડી રહ્યોછું તે શું છે ? જીંદગી શું.

છે ? મર્ણું શું છે ? મ્હારે કઇ વાતની ખાત્રી કરવી જોઇએ ? જેનો "હરૈ" નો પર્વત કે કોહેસીનાના મોહટા મોહટા પથ્થરોના ઢગલાઓએ અને ભયાનક સુનસાન રેતાળ બયાબાનોએ (રણોએ) કાંઇ જવાબ આપ્યો નહીં. અને ઝગઝગતઃ પકાશીત તારાઓ સ્થિત માથા ઉપર શાંન્તપણે ચકર ચકર ફરનારા આકાશે પણ કાંઇ બતાવ્યું નહીં—પણ બતાવ્યું તો માત્ર તેની રૂહે એટલે (આત્માએ) અને ખુદાના ઈલ્હામેજ, તે હરૈ નામની ગુફામાં તેઓ ઉપર પ્રથમ સુરએ અલક ની પાંચ આયતો જીબરઇલ[1] મારફતે ઉતરી જેના અર્થ એછે કે "હે ! પયગમ્બર ! તુ કુંરઆને શરીફને એ અલ્લાહના નામથી પઢ કે જેણે સૃષ્ટી સરજી, તેણે માણસને લોહીના

૧—આ એક ખુદાનો માનવંતો ફિરિસ્તો છે જેનું કામ પયગમ્બરો પાસે વહી લાવવાનું હતું.

લોચાથી મેદા કર્યો, ૫૯ અને ત્હારો ર૦્બ (પૈદાકરનાર) એવો મોહટો બક્ષીસ વાળો છે કે જેણે માણસને લેખણનો ઉપયોગ શીખવાડયો, અને માણસને એવી વાતો શીખવાડી કે જેને તે જાણતો નહતો" અહા ! કેવી ચમત્કારીક વાણી ? કે તેનો અસર થોડાજ વખતમાં આખા આલમ મહીં પ્રસરી ગયો ! જે વાણી વિશે પ્રોફેસર મોર્સ સાહેબ લખે છે કે–"રૂમના ખ્રીસ્તીયો જે ગુમરાહી (અધર્મપણા) ની ખાઈમાં પડયા હતા તેમાંથી, હર્રાના પર્વત ઉપરથી જે અવાજ આવ્યો તે શીવાય બીજી કોઇ વસ્તુ તેઓને તેમાંથી બહાર કાઢી શકતી નહતી".

આ પછી કુરઆને શરીફ ધીમે ધીમે ઊતરવું શરૂ થયું અને ત્રેવીસ (૨૩) વરસની મુદતમાં તે પુર્ણ રીતે ઉતરી રહ્યું. અને છેલ્લી આયત તેઓની વફાતના ૭૨ દીવસ પહેલાં ઊતરી હતી જેથી તેઓ જાણી ગયા હતા કે હવે મ્હારી વફાત પાસ આવી છે.

વાંચકો ! એ બાબત ઊપર જરા વધારે લક્ષ આપવાનું છે કે તે હઝરતે કદી આખી ઊમ્મરમાં લેખણ હાથમાં પકડી નહતી. તેમજ તેઓએ કોઇ ચોપડી વાચી ન હતી. કેમકે તેઓને વાંચતાં કે લખતાં આવડતું નહતું. તો લખતા વાંચતા શીખવા માટે નહીં ગએલ અભણ માણસના મોંહથી આવી કુરઆંને શરીફ જેવી સુભાષિત અને અલંકારીક પ્રથમ ના અને પછીના ગ્નાનો અને સર્વે વિષયો થી ભરપુર કીતાબ નીકળવી તેઓના નબુવત ની સત્યતા અને સાબિતી માટે એવી જબરદસ્ત દલીલ છે કે બીજી એકે દલીલની જરૂરત રહેતી નથી.

---

## હઝરતે પોતાની રિસાલત પહોંચાડવી



હવે તે હઝરતને એક નવાજ [illegible]

સાથે સબંધ જોડવાનો સમય આવી પહોંચ્યો. પ્રથમ તો તેઓને માણસાઇના કારણથી સખ્ત ગભરાટ લાગ્યો, અને તે ગભરાટમાં ને ગભરાટમાં તેઓ જનાબે ખોદયજા અ૦ ની પાસે ગયાં અને સર્વ હકીકત કહી કહ્યુંકે "આ મ્હારી પેગમ્બરી પદવી મને મ્હારા પ્રાણપર ભયસમાન થઇ પડી". જનાબે ખોદયજાએ તેઓને તેઓના સદ્ગુણો યાદ દેવરાવી વિનંતી કીધી કે ખુદાની કસમ પરવરદીગાર તમને કાંઇ નુકશાન પહોંચવાદેશેનહીં. તમે સીલેરહમ[1] બજાવી લાવો છો, અંધ્યારાં રંક અને મુફ્લીસ લોકોને સ્હાય આપો છો. પરોણાની પરોણાગત અને સુકૃત્યો કરો છો. પછી આપને શી ફિકર છે ? પછી જનાબે ખદીજા તેઓને પોતાના કાકા "વરકા ઈબ્ન નૌફિલ" પાસે લઇ ગયાં, જે વરકા તવરાત અને ઇન્જીલનું જ્ઞાન ધરાવવામાં પુરો પ્રવિણ હતો. તેણે હજરતને ખુશ ખબરી આ-

---

૧–સગા વ્હાલાઓનો હક બુજવો.

પી કે "આપને ખુશ ખબરી આપુછું કે આપજ છેલ્લા પયગંમબરછો જેનું વર્ણન આપ અગાંઊની આસમાની કિતાબોમાં મોજુદ છે.

ત્યાર બાદ તે હઝરત ઉપર સૂરએ ફાતેહા ઉતર્યો અને જીબરઇલે આપને નમાઝ પડવાની રીત શીખવાડી. ત્યારબાદ તેઓને "સૂરએ મોઝમ્મિલ"માં રાતરે જાગ્રત રહેવાનો અને અલ્લાહની બંદગી કરવાનો હુકમ થયો. અને "સૂરએ "મોદસ્સેરમાં" રીસાલત પહોંચાડવાનો હુકમ થયો જેથી તેઓએ ધીમે ધીમે પોતાના સગાવ્હાલાઓમાં રીસાલત પહોંચાડવી શરૂ કીધી. સર્વેથી પહેલાં તેમના ઉપર "જનાબેખો-દયજા અને હઝરતેઅલીયેમુરતઝા" અને આપનો ગુલામ 'ઝયદ' ઇમાન લાવ્યા. પછી તેઓએ હ-ઝરતે અબુબકરને ઇસ્લામની દાવત કીધી તો તેઓ પણ ઈમાન લાવ્યા. તે હઝરતની સત્ય-તાની મોહટી દલીલ એ છે કે આપ ઉપર સ-ર્વેથી પહેલે એ લોકો ઈમાન લાવ્યાં કે જેઓ

તેઓના ઘરના અને સગાવ્હાલા હતા કેમકે ઘરના લોકો ઘરની હાલતોથી સારી પેઠે વાકિફ હોય છે, તેઓ તે હઝરતની આદતોથી સારી પેઠે વાકિફ હતાં, જો કદાચ તે હઝરતમાં કાંઈ પણ બનાવટ અથવા (મઆઁઝલ્લાહ) જુઠ ઈ-ત્યાદીનો કાંઈ પણ અંશ હોત તો તેઓ કદી ઈમાન ન લાવત અને તેઓ ઉપર પોતાના પ્રાણ કદી અર્પણ ન કરત.

## જાહેર રીતે લોકોને ઉપદેશ કરવો.

### ઉપદેશ કરવામાં પડેલાં સંકટો.

પ્રથમ તે હઝરત છુપી રીતે લોકોને ઇસ્લામનો બોધ આપતા હતા, એટલે સુધી કે તેઓ ઉપર એ આયત ઊતરી કે ત્હારા ઉપર જે હુકમ થાય છે તે જાહેર રીતે સાફ સાફ

વર્ણન કર." આ હુકમ આવવાથી તેઓએ જાહેર રીતે ઇસ્લામનો બોધ કરવો શરૂ કર્યો અને અલ્લાહની તૌહીદ (એકયતા) ની ખુબીયો ભારે જોર શોરથી વર્ણવી શરૂ કીધી જેથી કુરૈશના મોહટા મોહટા કબીલાઓ ઘણુંજ ક્રોધાયમાન થઇ તે હજરતના લોહીના તરસ્યા બન્યા અને તેઓને પ્રકાર પ્રકારના દુઃખ દેવા અને જીભ ઉપર જેમ આવ્યું તેમ બ-રડવા અને તેઓને કવી, જાદુગર, જંતર મંતર જાણનાર, જોશી, કાહેન ઇત્યાદી ઇલકાબો આપવા લાગ્યા જો કે તેજ કુરૈશીયો એકમતે અને એક જીભે તે હજરતને "અ-મિન" અને "સાદિક" કહયા ક-રતા હતા.

જ્યારે તેઓ ઉપર એ આયત નાઝીલ થઈ કે "પોતાના કુરૈશી સગા વ્હાલાઓને ડરાવ" ત્યારે તેઓ "સફા" નામના પર્વતના

શીખરે ચઢયા. અને પોતાના કુટુંબ અને કબી-
લાના સર્વે લોકોને નામ લઈ લઈને બોલાવ્યાં.
જ્યારે સરવે લોકો હાજર થયાં ત્યારે આપે
ફરમાવ્યું કે "હે લોકો જો હું તમને એવી ખ-
બર આપું કે આ પર્વતની પાછળથી એક
તમારો શત્રુ તમારા ઉપર હુમલો કરવા ચાહે
છે ત્યારે તે વાતને માનશો કે નહી?' સરવે
જણાં બોલી ઉઠયાં કે કેમ ન માનીયે? જરૂર અ-
મે તારી વાત નિસંશય માનીશું કેમકે અમે અત્યાર
સુધી ત્હારા મોંહથી કદી જુઠી વાત સાંભળી
નથી". આવો ઉત્તર સાંભળી હઝરતે ઘણાંજ
અસરકારક શબ્દોમાં કહ્યું કે " જો તમે એ-
વી રીતે મારી વાતને ખાતરીપુર્વક સાચી
માનતા હોતો હું તમને એક ભયંકર અઝાબ
(શક્ષા) કે જે તમારી આગળ આવનાર છે તે
થી ડરાવું છું. જો તમે એકજ મહાન
પરવર દિગાર ઉપર ઇમાન (આસ્થા) લાવશો

તો તે ભયંકર અઝાબથી બચી જશો અને નહીંતો તમે સર્વે જણ નાબુદ અને હલાક થશો ". આ વાત સાંભળતાંજ સઘળાં કુરૈશીયો ઉશ્કેરાઇ ગયાં અને હઝરતનું ભુંડું બોલવા અને તેઓને (મઆઝઅલ્લાહ) જુઠાં કહેવા લાગ્યાં. અને હઝરતના સગા કાકા અબુલહબે કહ્યું કે " તે દીવાનો ઢોંગી અને અમથો પોકાર પાડે છે" અને તે સાથે તેણે એક પત્થર ઉપાડીને હઝરતને માર્યો. અને તે વખતે હઝરતે અલીકરમલ્લાહ શીવાય બીજુ કોઇ તેઓ ઉપર ઇમાન લાવ્યું નહીં. તેજ દીવસથી તે અબુલહબ હઝરતનો કટ્ટો શત્રુ બન્યો, તેની વહુ દરરોજ જંગલમાં કાંટા વિણવા જતી, અને ત્યાંથી કાંટા લાવી હઝરતના ચાલવાના રસ્તામાં વેરી દેતી, હઝરત જરાએ ગુસ્સો કર્યા વિના રસ્તામાં વેરેલાં કાંટા ઉપાડી લઈ કોરાણે નાંખી રસ્તો સાફ કરતા હતા અને તેણીને કાંઇ કહેતાં નહતાં. હીજરત સુધી તે હઝરત ઉપર જે જે મુસી-

બનો સંકટો અને વિટંબણાઓ પડીછે તે આ લઘુ પુસ્તકમાં લખવાથી ઘણીજ લંબાણ થવા નો ભય રહે છે માટે એટલૂંજ લખી સંતોષ માનીયે છીએ કે હજરત જ્યારે ઘરની બહાર નીકળતા ત્યારે કાફેરો રસ્તામાં કાંટા વેરતા, ઇંટાળા અને પથ્થર મારતા; એક વખત કાફેરોએ તે હજરતના ગળામાં ફાંસો દીધો હતો; એક વખત આપ સીજદામાં હતા તે વારે તેઓ ઉપર સાંઢણીની ઓર નાંખી હતી. અર્થાંત—અનહદ અસહ્ય દુઃખો આપવા કાફેરો તે હજરતની પાછળ લાગ્યાજ રહેતા. જ્યારે તેઓ નમાઝ પડતા અથવા ખાણું ખાવા માટે ભાણા ઉપર બેસતાં ત્યારે આડોશી પાડોશી તેઓ ઉપર કચરો કસ્તર અને એંઠવાડો ઇત્યાદી ગલીચી નાંખતા જ્યારે આપ બહાર નીકળતાં ત્યારે ઇંટાળા અને પથ્થરોના પ્રહારથી જખમી અને લોહીલવાન થઇ જતાં. પણ આપ ધીરજ ધરતા અને સબર કરતા, તેઓને ન્યાતી બહાર અને

કુટુંબ બહાર મુકવામાં આવ્યા હતા. ખાણુ પીણું લેણુ દેણુ ઇત્યાદી બીજો સર્વે વ્હેવાર બંધ કરવામાં આવ્યો હતો, લગ્ન ક્રીયા મર્ણુ ક્રીયા ઇત્યાદી કોઇ પણુ ટાણામાં તેઓ ભાગ લઇ ન શકતા. ટુંકમાં કહેતાં તેઓને એટલાં સતાવ્યાં કે તેઓ એ લાચાર થઈ કહ્યું કે **"મ્હારા જેવાં સંકટો બીજા કોઇ પયગંબર ઉપર પડયાં નથી"**.

તેઓ હઝરતનેજ દુઃખ આપી બેશી રહેતાં નહીં પણુ આપ ઉપર ઇમાન લાવેલાં અસ્હા બો (સાથી) નો પણુ એવોજ હાલ કરતાં: તેઓએ માંહે માંહે એવો સંપ બાંધ્યો હતો કે જેમ બની શકે તેમ તે હઝરતને અને તેઓના અસ્હાબોને દુઃખ આપવામાં અને ઇજા પહોંચાડવામાં કાંઇ કચાશ રાખવી નહીં. અને તેઓને એટલું દુઃખ અને એટલી ઇજા આપવી કે સહન કરી ન શકવાના કારણુથી ઇસ્લામ ધર્મ મુકી દે, જેમકે તેવા બીચારા મુસલમાનો કે

જેઓનો કોઈ મદદગાર નહતો તેઓને મુશ્કેટાટ બાંધતા અને ઉપરથી સખ્ત માર મારી મધ્યાન્હના સખતમાં સખત તડકામાં (તડકો એ કયો ? અરબસ્તાનનો સખતમાં સખત તડકો) ગરમ લાહ્ય બળતી રેતી ઊપર ભુખ્યા અને તરસ્યા કદી ઉંધા અને કદી ચતા સુવાડતા, તેઓની છાતીયો ઉપર મોહટા મોહટા ભારે પત્થર મુકી દેતા જેથી તે બીચારાં મુસલમાનોની જીભો મોંડ બહાર નીકળી લગડી પડતી; તેઓ બીચારા અક્ષરે બોલી ન શકતા, હઝરતે અંમ્માર હઝરતે યાસીર હઝરતે બીલાલ આંમિરબ્નિ ફહીરા ઈત્યાદી અસ્હાબોના એવા દયાજનક હાલ થતા હતા કે જેનો તર્ક માત્ર બાંધવાથી શરીરના રૂંવાટા ઉભાથાયછે અને કંપારી વછુટે છે, તેઓમાંના કેટલાક તો એવીજ સખ્તીયોથી શહીદ થઇ ગયાં, સ્ત્રીયો માંથી જનાબે અંમ્મારની માતા હઝરતે સીમીયાને અબુજેહલ મલઉને જે અઝાબથી મારે

સકે તેનું વર્ણન લખવાથી શરીર અને લેખણુ ધ્રુજે છે તે દુર્ભાગી જુલ્મીએ તે પતીવ્રત અને પવિત્ર બાઇના શીયળ ઉપર ફરસી મારી ચીરી નાંખી માગી નાંખી એવીજ રીતે લેખી ના, ઝનીરા, હીંદીયા અને ઉમ્મેઇસની મુસીબ તોની પણ કાંઇ સીમા નથી. આ બીચારી ચારે શીયળવંત સ્ત્રીયો પરાએ વશ પડી હતી. તેણીયોના માલીકો એવા કઠોર હૃદયના હતા કે તેણીયો મુર્તીપુજા મુકી એકજ ખુદાએ વહુદહુ લાશરીક ઉપર ઇમાન લાવીયો એટલીજ વાત માટે અસહ્ય દુઃખો દેતાં હતાં. જેમકે ઝનીરાને અબુજેહલે એટલું દુઃખ આપ્યું કે તે આંધળી થઇ ગઇ. અર્થાત સઘળાં મુસલમાન પુરૂષો અને સ્ત્રીયોની એવી દયા જનક સ્થીતી થઇ રહી હતી કે જેનો તર્ક માત્ર કરવાથી હોશ ઉડી જાય છે. પણ અલહુમ્દો લિલ્લાહ ઇસ્લામી સત્ય ધર્મ પ્રત્યે શું તેઓ ની આસ્થા અને શ્રધા હતી!! કે આટલી

આટલી મુસીબતો અને વિટંબણાઓ પડવા છતાં તેઓ પોતાના ઈમાનથી જરાએ ડગ્યાં નહીં, બલકે ઇસ્લામ માટે પોતાનો જીવ આપવો પણ નજીવો સમજ્યા ? ! કાફેરો તેઓને લાલચો આપી કહેતાં કે જો ઈસ્લામ ધર્મ છોડી દયો તો અમે તમને આટલું આટલું દ્રવ્ય સોનું અને ચાંદી આપી શ્રીમંત અને સુખી બનાવીયે, પણ તે લોકો તેવી લાલચોની જાળમાં કદી ન ફસાતાં પોતાના સત્ય ધર્મ ઇસ્લામ ઉપર દ્રઢ રહેતાં. એક વખત કેટલાંક કાફેરો હઝરતે રસુલે ખુદા સ૦ ની પવિત્ર શેવામાં હાજર થઇ કહેવા લાગ્યાં કે અગર તમે મુર્તીપુજાની નિંદા અને બુરાઇ નકરો તો તેના બદલામાં અમે તમને જો ચાહતા હો.તો અમારા બાદશાહ બનાવીયે,જો કોઇ ખુબસુરત રૂપવંત અને ગુણવંત કુમારીકા સાથે પરણવા ચાહતા હોતો તેવી કુમારીકાઓ તમારી શેવામાં હાજર કરીયે, જો આપને કાંઈ બીમારી હોય

તો તેનો ઉપાય કરાવીયે, દ્રવ્ય અને પૈસા ટકા ની જરૂર હોય તો અમે ફાળો કરી આપને આપીએ". આ સાંભળી હજરતે ઉત્તર આપ્યો કે :" તે" કહી તેમાંની કોઇ પણ વસ્તુની મને અપેક્ષા કે ઇચ્છા નથી હું તો મહાન પાળણ હાર કીરતારની તરફથી ખુશખબરી આપનારો અને ડરાવનારો છું. જો તમે મ્હારી વાત મા નશો તો આ લોકમાં અને પરલોકમાં તમારા માટે ભલાઇ છે, અને જો નહીં માનોતો જયાં સુધી મારી અને તમારી વચ્ચે મહા શકતી વાન પરવરદિગાર કાંઇ ચુકાદો કરશે નહી ત્યાં સુધી ધીરજ ધરીશ અને સબર કરીશ.

ઉપરના વર્ણનોથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે તે હજરતે પોતાના સત્ય ધર્મનો પ્રચાર કરવાના મુકાબલામાં અસંખ્ય અને અ- સહ્ય સંકટો મુસીબતો અને "વીટંબણાઓની કાંઇ દરકાર કે પરવા 'કીધી નહીં અને કોઇ જાતના લોભ કે લાલચમાં ફસાયા નહીં. જો

તેઓએ નબુી અને પયગંમ્બર હોવાનો દાવો માલ દૌલત કિંવા બાદશાહી પ્રાપ્ત કરવાના હેતુથી કિધો હોત તો કાફેરો તેઓને બાદશાહી આપવા તઇયાર હતા. શામાટે તેઓએ બાદ-શાહી કબુલ રાખી નહીં ? જો રૂપવંત અને કુળવંત કુમારીકાઓ સાથે પરણવાનો હેતુ હોત તો કાફેરો તેવી કુમારીકાઓ પરણાવવા પણ તઇયાર હતા. શામાટે પરણ્યા નહીં ? પણ જ્યારે તેઓએ તેવી બાબતની લગારે પરવા કીધી નહી તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે નબુવતથી આપનો મતલબ સર્વે પ્રજાઓને સુધારી ખુદા પરસ્ત કરવાનો હતો અને એટલા જ માટે અલ્લાહ તઆલાએ તેઓને મોકલ્યાં હતા, ખરેખર તેઓ **સાચા, અમીન,** ખરા રીફૉરમર અને અલ્લાહના માનવંતા નબી હતા જેઓએ **તવહીદ** નો પ્રથમ અરબસ્થાન માં અને આખા આલમમાં ડંકો વગાડયો. જે લોકો તેઓના એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાના

કૃત્યને કામ વાસના કહે છે તેઓ, આ બાબત ઉપર ન્યાય પુર્વક વિચાર કરશે અને પોતાની બુદ્ધી બળે સમજી શકશે કે જો આ મહાન પયગમ્બર કામી હોત તો રૂપવંત અને કુળવંત અર્પણ કરવામાં આવતી કુમારીકાઓ સાથે કેમ પરણત નહીં ? અને ૨૫ વરસની વયથા કે ૫૦ વરસની વય શુધી (જે ખાસ યુવાની ની વય છે અને એજ માણસનું ખરૂં જોબન છે તે ઉમરમાં) પોતા કરતાં પંદર વર્ષ વધારે મોહટી ઉમરની સ્ત્રી સાથે પરણી રહેવામાં કેમ સંતોષ માનત ? અને જો તેઓને દુન્યાનો કોઇ પણ જાતનો લોભ હોત તો તેઓ કેમ અર્પણ કરવામાં આવતી સરદારી અને બાદશાહી ન સ્વીકારત ?.

ખરેખર તેઓ સત્ય ઉપર હતા અને સત્ય નો પ્રસાર કરવાં માટેજ મોકલવામાં આવ્યા હતા એ બાબતો આં દુન્યાની લાલચોથી તેઓનું મોંહ ફેરવવું અને અલ્લાહની તવહીદનો

બોધ આપતાં લાખો મુસીબતો અને વીટંબણા
ઓનું વેઠવું સિદ્ધ કરી આપે છે.

## હબશા તરફ હિજરત.

જયારે તે હઝરત અને તેઓના અસ્હાબો ઉપર આવી આવી ઘાતકી અને ક્રૂર મુસીબતો અને વીટંબણાઓ પડવા લાગી ત્યારે તે દયા-વંત નબી પોતાના અસ્હાબોને એવા દુઃખમાં પોતાની આંખો વડે જોઇ શકયા નહીં, તર-તજ તેઓએ પોતાના અસ્હાબોને હુકમ આપ્યો કે તમારામાંનો દરેક માણસ જયાં તેનો જીવ ચાહે ત્યાં મક્કાની ભુમી છોડી ચાલ્યો જાય, તે વિશે મ્હારી સદર પરવાનગી છે. મ્હારૂં જે થવાનું હશે તે થશે. જેમકે બઅસતની ૫ મી સાલમાં ઘણાં લોકો મક્કા છોડી દઇ હબશાં દેશ તરફ હીજરત કરી ગયા.

ત્યાંના નજ્જાશી બાદશાહે તેઓને પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો. કુરેશીયો આ બાબત જોઇ બળી ગયાં. તેઓએ પોતાના માણસોને એલચી તરીકે ઘણી ભેટો અને સોગાતો સહીત ત્યાંથી મુસલમાનોને હાંકી કઢાવવાના હેતુથી નજ્જાશીના દરબારમાં મોકલ્યા. નજ્જાશીએ તેઓની ભેટો અને સોગાતો ન સ્વીકારતા તેઓને પાછા હાંકી કાઢયા, અને મુસલમાનો તેના રાજ્યમાં સુખ શાન્તીથી રહેવા લાગ્યાં નજ્જાશીએ જનાબે જઅફરે તૈયારને કહ્યું કે મને તમારા પયગમ્બર ઉપર નાઝીલ થએલું કુરઆને શરીફ સંભળાવો, આ ઉપરથી તે જનાબે સુરએ મરયમની શરૂઆતનીઆયતો ભણી સંભળાવી. આ આયતો સાંભળતાંજ નજ્જાશીના મન ઉપર એટલો અસર થયો કે તેનું હ્રુદય હલી ગયું અને ચોધાર આંસુએ રડવા લાગ્યો. તરતજ તેના મનમાં સત્યતાનો પ્રકાશ ચમકયો, અને તે હઝરતે રસુલે ખુદા

સ૦ ની પયગમ્બરી ઉપર ઇમાન લાવ્યો, અને તે સાથે તે બોલ્યો કે અગર રાજ્ય કારભાર મ્હારી પાછળ વળગેલો ન હોત તો હું તે હજરતના ગુલામો અને ચાકરોનાં ટીપણમાં મ્હારૂં નામ નોંધાવત તેઓને વજુ કરાવત અર્થાત તેઓની સઘળી શેવા બજાવ્યા કરત. ત્યારબાદ હબશાનો "તાપુર" નામનો પાદરી અને તેના કેટલાક મીત્રો ધર્મ વિશે કેટલાક વાદવિવાદ કરી મુસલમાન થઇ ગયાં.

બયઅસતના છઠ્ઠા વરસે હજરત ઉમર ખત્તાબ પોતાની બ્હેનને ત્યાં "તા–હા" નો સુરો સાંભળી મુસલમાન થયા, અને તેજ સાલમાં હજરતે હમઝા પણ ઇમાન લાવ્યા. કાફેરો આવા નામદાર સરદારોનું મુસલમાન થવું જોઈ ગભરાટમાં પડી ગયાં. અને જ્યારે તેઓને કાંઇ ઉપાય મળ્યો નહીં ત્યારે કાયર થઇ હજરતે અબુતાલિબની શેવામાં ગયા અને બોલ્યા કે કાંતો તમે મોહમ્મદ સ૦ અમારે હવાલે

કરો કાંતો તમે તેને મુર્તીયોની નીંદા અને બુરાઇ કરવાની મનાઇ કરો. હજરતે અબુતાલિ-બે કુરૈશીયોનો આ સંદેશો હજરતે રસુલે ખુદા સ૦ ને પહોંચાડયો અને કહ્યું કે કુરૈશીયો ત્હારી વીરૂદ્ધ એટલાં બધાં થઇ પડયાં છેકે હવે મ્હારામાં ત્હારી હીમાયત કરવાની શકિત નથી; તે વખતે આપે ગંભીર જોશથી જવાબ આપ્યો કે મને આપની હીમાયતની જરૂર નથી. હું જયાંસુધી મારો મતલબ પાર નપાડું અથવા હું માર્યો ન જાઉં ત્યાં સુધી હું જે ઉપદેશ અને બોધ કરૂંછું તેનાથી મોંઢુ ફેરવનાર નથી. જો મ્હારા જમણા હાથ ઉપર સુર્ય હોય અને ડાબા હાથ ઉપર ચંદ્ર હોય તોપણ હું મ્હારા નિશ્ચયથી કદી પાછો હઠનાર નથી જે વિશે—

પ્રખ્યાત ફિલોસોફર—મી૦ કારલાઇલ સાહેબ લખેછે કેઃ"—નિશંશય આપ (મોહમ્મદ સ૦) ચુપ રહી શકતા ન હતા કેમકે સુર્ય

ચંદ્ર અને કુદ્દરતની બીજી કારીગરીયોમાં જે સ્વભાવિક શક્તિ છે તે, આપ જે સત્ય બાબત નો બોધ આપતા હતા. તેમાં મવજુદ હતી અને મહા શક્તિવાન પરવરદીગારની ઇચ્છા (મરજી)સીવાય, સુર્ય, ચંદ્ર, અને સઘળાં કુદરતીયો, બલકે સઘળાં મનુષ્યો અને સૃષ્ટિ મહિંની સમગ્ર વસ્તુઓ આપને ચુપ કરી શકિત ન હતી કેમકે તે વિના આ બાજુ કાંઇ કરી શકતા નહતા. ” અને એજ વિશે મી૦ બાસોર્થ સ્મીથ સાહેબ લખેછે કે “આ શબ્દો અને આવા ચલણ—વર્તણુક પયગમ્બરીનો જુઠો દાવો કરનારાના હેઇ શકતા નથી” અલ્લાહો અકબર ! ! ! કેવી દ્રઢતા આસ્થા અને ઈમાન ભર્યો જવાબ આપ્યો કે ખ્રીસ્તી વિદ્વાનો પણ એકદમ પુકારી ઉઠયાકે “ સાચા માણુસ સીવાય આવો જવાબ બીજો કોઇ આપી શકતો નથી !” ઉપલો જવાબ સાંભળી હઝરતે અબુતાલિબે પોતાના ભત્રીજાનો આવો જોશ જોઇ

ઘણી હીમ્મત આપી અને તેઓની હીમાયત મદદમાં તત્પર રહેવાનું વચન આપ્યું. ત્યાર પછી બઅસતના સાતમાં વર્ષે તે હઝરત પેતાના કુટુંબના લોકો સહીત કાફેરોના જુલમથી શોઅંબે અબુતાલિબ"નામની ગુફામાં સંતાઇ રહ્યા.

જ્યારે હઝરત અબુતાલિબ પયગંમ્બર સહીત અને પેતાના હાશમી સગાવહાલાંઓ સહીત શોઅંબે અબીતાલિબ નામના ગારમા રહેવા લાંગ્યાં ત્યારે કાફેરોએ એકઠાં થઇને એવા મતલબનું એક કરારનામું કર્યું કે "જયાં સુધી હ૦ મોહંમ્મદ સ૦ માર્યા જાય નહી ત્યાં સુધી આપણે અબદુલ મુત્તલિબની વંશથી અળગાં અને જુદા રહેવું તેઓની સાથે સગપણ કે નીકાહનો સબંધ બાંધવો નહીં, કોઇ પણ પ્રકારે એક બીજાની મદદ કરવી નહી" અર્થાંત કોઇ પણ જાતનો વ્હેવાર રાખવો નહીં. અને આ કરાર નામાને તેઓએ પવિત્ર કાબાબામાં લટકાવી દીધું. પછી કાફેરોએ તે ગાંર–

ગુફાની આસપાસ ઘેરો ઘાલ્યો, તે ગારના કોઇ પણ માણસને તેઓ બજારમાંથી કોઇ વસ્તુ વેચાતી લઇ જવા દેતા નહીં, અને જે બહાર નીકળતો તેને સખ્ત માર મારતા. આવા સંકટોથી ગારમાં રહેલાં મુસલમાનો બાલ બચ્ચા ભુખે મરવા અને ત્રાહ ત્રાહ પુકારવા લાગ્યા પણ શું કરે ધીરજ ધર્યા વિના બીજો કાંઇ ઉપાય ન હતો. આવી મુશીબતો અને વીટંબણાઓ વેઠતાં વેઠતાં તે ગારમાં તેઓને ત્રણ વરસ વીતી ગયાં. પણ ત્યાર પછી એટલે બઅસતના દશમા વરસે હઝરતે મોહમ્મદ સ૦ પોતાના કાકા હઝરતે અબુતાલિબને કહ્યું કે— કાફેરોએ આપણી વિરૂદ્ધ જે કરારનામું કર્યું છે તે ખુદાને જરાએ પસંદ નથી અને તેથી તેણે એક એવા કીડાને મોકલ્યો છે કે જે ખુદાના નામ શીવાય તે કરારનામાનો અક્ષરે અક્ષર ખાઇ ગયો છે." આ ઉપરથી હઝરતે અબુતાલિબે કાફેર કુરૈશીયો પાસે જઇ ઊપલી બાબત

ની ખબર આપી કહ્યું કે જો એ બાબત જુઠી હશે તો હું મોહમ્મદ સ૦ ને તમારે સ્વાધીન કરીશ અને જો સાચી હશે તો તમારે તમારૂં કરારનામુ તોડી નાંખવું પડશે. કાફેર કુરેશીયો તે શરત કબુલ કરી ખુશ થતા થતા તે કરાર નામું તપાસવા માટે ગયાં. પણ શું પરવરની કુદરત ! અને તેના પયગબરનો ચમત્કાર! કે જે પ્રમાણે હઝરતે ખબર આપી હતી તેજ પ્રમાણે તે કરારનામામાં અલ્લાહના નામ શીવાય બીજુ કાંઇ હતું નહીં. આ બીના જોઈ કાફેરો ઘણો આશ્ચર્ય પામ્યા અને તેઓએ તે કરારનામું તોડી નાંખ્યું.

બએસતની પાંચમી કીંવા આઠમી સાલમાં કેટલાંક કાફેરોએ હઝરતની શેવામાં હાજર થઇ વિનંતી કીધી કે યા મોહમ્મદ સ૦ ! અગર તું સાચું બોલે છે તો ચંદ્રનાં બે કટકા કરી નાંખ: હઝરતે ફરમાવ્યું અગર હું ચંદ્રના બે કટકા કરૂં તો તમે ઇમાન લાવશો ? કાફેરોએ

કહ્યું હા અમે ઇમાન લાવીશું. આ રાતરીએ ચંદ્ર પુર્ણ હતો. હજરતે તે બાબતનો પોતાના પરવરદિગાર પાસે સવાલ કર્યો. ખુદાએ ચંદ્રને હજરતની આગ્યા આધીન કરી દીધો. હજરતે તરતજ પોતાની આંગળીના ઇશારા વડે તેના બે કટકા કરી ફરમાવ્યું કે હે ! ફલાણા ફલાણા તમે સાક્ષી રહો, કાફેરોએ કહ્યું અમે અમારા કબીલાના માણસો જેઓ શામ અને યમનના પ્રદેશોમાં મુસાફરી ગયાંછે, તેઓને પણ પુછીશું; જો તેઓએ ચંદ્રના બે કટકા જોયા હશે તો અમે તમારી વાત માનીશું અને નહીં તો તે તમારૂં જાદુ છે. જ્યારે મુસાફરો આવ્યાં ત્યારે તેઓએ તેઓને પુછ્યું, તેઓએ કહ્યું હા, અમે ફલાણી રાતરે ચંદ્રના બે કટકા જોયા છે. કાફેરો આવો સ્પષ્ટ ચમત્કાર નજરો નજર જોવા છતાં ઇમાન લાવ્યાં નહીં અને તેને જાદુ ઠરાવ્યો, આ ચંદ્રના બે કટકા થવા

કુરઆનથી સાબીત છે જેમકે સુરએ કમરમાં ખુદા ફરમાવે છે કે "કલાક (કયામત) નજીક આવી પહોંચ્યો અને ચંદ્ર ફાટી ગયો, અને જો તે કાફરો કોઈ નીશાની (ચમત્કાર) જુવે છે તો એમ કહી તેથી મોંહ ફેરવે છે કે આ મજબુત અને સજ્જડ જાદુ છે." ઉપરાંત આ બાબત ઇબ્ને મસઉદ અનસબિને માલિક હોઝયફા બિન યમાના, "ઇબ્ને ઉમર," ઇબ્ને અબ્બાસ ઇત્યાદી ની રીવાયતોથી સાબીત છે, કેટલાંક લોકો આ ચમત્કાર વિશે કહેછે કે જો તે પયગંમ્બરના વખતમાં થયો હોત તો બીજા દેશના લોકો પણ તેને જુવત પણ આ ટીકા વ્યર્થ છે કેમકે તે વખતે બીજા દેશોમાં ચંદ્રમા વાદળામાં ઢંકાએલો હોય એ સંભવિત છે; અથવા લોકો નિદ્રાવશ હોય તેથી તેઓ જોઈ શકયા ન હોય, ઉપરાંત કાંઇ લોકોને રાતના વખતે આકાશ સામે જોઇ રહેવાની ટેવ હોતી નથી કે તેમના જોવામાં આવે, ઘણી વખત એમ બને છે કે કોઇ

તારો ખરે છે તેને કેટલાંક માણસો જુવે છે અને કેટલાંક જોઇ શકતા નથી. વળી મક્કા એવી જગ્યાએ આવેલું છે કે જ્યારે ત્યાં રાત હોયછે ત્યારે બીજા કેટલાંક દેશોમાં દીવસ હોયછે અને તેથી પણ દૂર દેશના લોકો એ ચમત્કાર જોઇશક્યા ન હોય એ સંભવિત છે. યહુદી અને ખ્રીસ્તીયો એોજ વાંધો લેછે, પણ તેઓની કીતાબોમાં એવા અનેક દાખલા ભર્યા છે જેમકે બાઇબલ સહીફ એ યુશાઅના દસમાં બાબમાં લખ્યું છે કે "હઝરતે યુશાએ બની ઇસ્રાઇલની રૂબરૂ સુર્ય અને ચંદ્ર પાછા ફરવાની દોઆ માગી, તો તેઓની દોઆ કબુલ થવાથી સુર્ય અને ચંદ્ર પાછા ફર્યા અને વાદીયે અયાલુન અને જીઉન ની બરાબર સામે આકાશ વચ્ચો વચ્ચ આઠ પોહર સુધી ઉભા રહ્યા" અને તેત્રીસમાં બાઇબલ ના પુસ્તક અશઅયાના સહીફાના અઠ્ઠાવીસમાં બાબમાં છે કે "જ્યારે સુર્ય દસદરજા અંદર ગયો હતો ત્યારે સુર્ય પાછો ફર્યો" જ્યારે સુર્ય

આઠ પોહર સુધી આકાશ વચ્ચે ઉભો રહ્યો ત્યારે તો તે સર્વેને દેખાવો જોઇએ. પણ યહુદીયો અને ખ્રીસ્તીયો શીવાય બીજું કોઇ તે બાબતની ખબર આપતું નથી અને લખતું નથી અને હઝરતે કીધેલાં ચંદ્રના બે કટકા થોડીજવાર રહ્યા હતા અને તરતજ તેને આંગળીના ઇશારાથી મેળવી દીધાં હતાં. તો સંભવિત છે કે એ ચમત્કારને બીજા દેશોના લોકો કદાચ જોઇ શકયા ન હોય. બઅંસતની અગીયારમી સાલમા તે હઝરતની બીબી જનાબે ખદીજા અને તેઓના કાકા હઝરતે ઈબ્નુતાલિબ વફાત પામ્યા, આ બન્નેની વફાત ઉપરથી તે હઝરત ઉપર જાણે દુ:ખના પર્વતો તુટીપડયા અને તેથીજ તે હઝરતે તે વરસનું નામ "અં મુલ હુઝન" રાખ્યું. આવી મુસીબતોના દીવસોમાં હઝરતને વિચાર આવ્યો કે આ મક્કાના લોકો માનતા નથી અને ઇમાન લાવતા નથી માટે બેહતર એ છે કે બીજી જગ્યાએ જઇને ઇસ્લામ ધર્મનો ઉપદેશ કરૂં.

આવો વિચાર કરી તેઓ મક્કાથી તાયફમાં આવ્યા. પણ ત્યાંના લોકોએ હઝરત ઉપર પત્થરો નો વરસાદ વરસાવ્યો અને લુચ્ચા અને લફંગા ઓને હઝરતની પાછળ લગાડયાં; તે હઝરતનું શરીર ઝખમોથી ચુર અને હૃદય ગમગીનીથી ભરપુર થઈ ગયું. નિરાશ થઇ આપ ત્યાંથી પાછા વળ્યા અને એક બગીચામાં જઈ બેઠા, તે વખતે હઝરતને ખુદાની તરફથી ઇલ્હામ થયું કે "જો તું ચાહતો હોયતો હમણા હાલ આ શેહરને ઉથલ પાથલ કરી નાંખવામાં આવે." તે હઝરતે તરતજ પરવરદિગારની દરગાહમાં વિનંતી કીધી કે "હું આશા રાખું છું કે અલ્લાહતઆલા તેઓમાંથીજ એવા લોકોને પૈદા કરશે કે જેઓ ખુદાએ વહૃદહુ લાશરીક ની પુજા કરશે." અહા! કેવા દયાળુ અને કૃપાળુ! કેવા સહન શીલ! કે શત્રુઓ તરફથી તેઓને આટલાં બધાં સંકટો પડયા તોપણ આપે તેઓને બદદોઆ-શ્રાપ દીધી નહીં.

ખુદાની તવ્હીદ (ઐકયતા) નો પ્રસાર કરવા અને મુર્તિપુજાનું ખંડન કરવા માટે લાખો શત્રુઓ ની સામે હઝરતનું તાયફમાં જવું તેઓની સત્યતા સાબિત કરી આપે છે, અને તે સમયની (સત્યતાની ખાતર) હઝરતની હીમ્મત અને જવાંમરદી વિશે સરવીલ્યમ મેવર અને વોશીંગટન ઓરંગ જેવા ઇંગ્રેજોએ પણ ઘણું કાંઇ લખ્યું છે. ત્યારબાદ હઝરત ત્યાંથી મક્કામાં પાછા આવ્યા.

બઅસતની બારમી સાલમાં હ૦ મોહંમ્મદ સ૦ મેઅરાજ ગયા હતા. એટલે જીબરઇલ અ૦ આવીને તેઓને બુરાક નામની જન્નતની અસ્વારી ઉપર બેસારી બયતુલ મુકદસ (જેરૂસેલમ) અને ત્યાંથી સાતે આકાશો અર્શે ઇલાહી સુધી લઇ ગયા હતા અને ખુદાની સર્વે અજાયબાત દેખાડી હતી. ખુદાએ તઅલાએ તેઓ સાથે વાતો કીધી હતી. અર્થાંત મેઅરાજનું વર્ણન ઘણુંજ લંબાણુંથી છે. તેથી અહીં લખી શકતા નથી.

---

# મદીના તરફ હિજરત.

અંરબસ્થાનમાં નિયમ હતો કે આસપાસના ગામડા અને શેહરોના લોકો કઅબામાં હજ કરવા માટે વરશો વરશ આવતા હતા. આરીવાજ હઝરતે ઈબરાહીમ અને હઝરતે ઈસમાઈલ અં૦ ના વખતથી તેઓની યાદગારી દાખલ તેઓમાં ચાલુ હતો. આરીવાજમાં જો કે કુફ્ર અને શીરકના ઘણા કાનુનો ઘુસી ગયા હતા પણ ત્યાંના લોકો હજ કરવા આવ્યા વિના ચુકતા નહીં—હઝરતે રસુલેખુદા સ૦ લોકોની ભીડભાડ થાય તો તેઓ પરવરદિગારનો હુકમ સંભળાવી દેવાનો લાગ શોધ્યાજ કરતા હતા. બઅસતનીઅગીયારમી સાલમાં મદીનાના કેટલાંક લોક કઅબાગાં. હજ કરવા માટે આવ્યા. હઝરત કઅબામાં ગયા અને ઈસ્લામનો બોધ કરવો શરૂ કર્યો જેનો મદીનાના લોકો ઉપર પુરો અસર

પડયો અને તેઓમાંના ૬ માણસો મુસલમાન થઇ ગયાં. તેઓ મદીનામાં રહેતાં યહુદીયોના મોંહથી વારંવાર સાંભળતા કે 'મક્કામાં એક પયગમ્બર જાહેર થનાર છે' તેથી તેઓને વધારે વિશ્વાસ બેઠો અને તરતજ ઇમાન લાવ્યા. અને "થનાર પયગંબર જાહેર થઇ ગયાં" એવી ખુશખબરી આખા મદીનામાં ફેલાવી દીધી. મદીનામાં ઘેરેઘેર એ બાબતની ચર્ચા થવા લાગી. બઅસતની બારમી સાલમાં નવા મુસલમાન થએલાં પાંચ જણાં અને ઔસ અને ખઝરજના કબીલાના બીજા સાત માણસો મદીનાથી મક્કામાં આવી હઝરતની પવિત્ર શેવામાં હાજર થયાં, પેલાં સાત જણા પણ તરતજ ઇમાન લાવ્યા અને હઝરતના હાથ ઉપર બયઅત કરી હઝરતને વિનંતી કીધી કે આપ મદીનામાં પધારો.

આ સઘળી બાબતોથી મક્કાના કાફેરો કાંઇ અજાણ્યા ન હતા. તેઓએ જયારે

મદીનાના લોકોના ઇમાન લાવવાના સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ હઝરત અને હઝરતના અસ્હાબને વધારે સતાવવા લાગ્યાં. આથી તે હઝરતે પોતાના અસ્હાબોને મદીના તરફ હીજરત કરી જવાનો હુકમ આપ્યો, હુકમ મળતાંજ મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીયો **ઇસ્લામની ખાતર** પોતાનો પ્રિય સ્વદેશ તજી ધીમે ધીમે છાનામાના મદીના તરફ જવા લાગ્યા. થોડાં દીવસમાં એટલાં લોકો હીજરત કરી ગયાં કે મક્કા શેહર વસ્તી વિના ઉજડ અને વેરાન દેખાવા લાગ્યું.

જ્યારે તે હઝરતના અસ્હાબો મદીના તરફ હીજરત કરી ગયા ત્યારે કાફેરોએ માંહો માંહે એક બીજાને કહ્યું કે જુઓ! મુસલમાનો તો તમારા હાથમાંથી સટકી ગયાં હવે મોહંમ્મદ સ૦ રહ્યાં તેઓ સટકી ન જાય નહીં તો પછી તમારા કબજામાં આવશે નહીં. ત્યારે તે વિશે શું કરવું એવો વિચાર ચલાવવા

માટે તેઓએ " દારૂન્નુદવા" માં એક સભા ભરી અને હઝરત વિરૂધ્ધ યુકતીયો યોજવા લાગ્યા. તેઓએ સર્વથી પહેલો ઠરાવ હઝરત ને બેડીયો અને સાંકળોમાં જકડી કોટડીમાં પુરી રાખવાનો કર્યો; પણ હઝરતે મોહંમ્મદ સ૦ ના તાબેદારો તોફાન ઝગડો અને લડાઇ મચાવી તેઓને છોડાવી લઇ જશે એ ભયથી દે ઠરાવ સર્વમત અનુસારે પસાર થયો નહીં. એક સભાસદે દર્શાવ્યું કે તેઓને દેશનીકાલ કરવા જોઇએ અને પછી કદી મક્કામાં પેસવા દેવા જોઇયે નહીં, આ મત પણ સર્વમત અનુસારે પસાર થયો નહીં, કેમકે તેઓએ કહ્યું મોહંમ્મદ સ૦ જ્યાં જશે ત્યાં પોતાની બોલવાની મીઠાશ અને છટાથી લોકોના મન હરી લઇ મુસલમાન બનાવી આપણા ઉપર વળી કોઇ નવી આફતલાવશે. તે કોમના ફિરઔન અબુજેહલે એવો મત આપ્યો કે દુન્યામાં મોહંમ્મદ સ૦ જ્યાં

સુધી હયાત હશે ત્યાં સુધી આપણને સુખ શાંતીમાં અને અમન ચૈનમાં બેસવા દેશે નહીં માટે જેમ બને તેમ જલ્દી કરી તેને જાનથી મારી નાંખો એટલે એ કાશજ ટળે અને આપણે નફકરા નિડર બની આફતથી મોકળા થઇ ચૈનથી રહીયે, આ વાત સર્વમત અનુસારે પસાર થઇ અને તેઓને તેજ રાતરે તેઓના ઘરમાં સુતા કતલ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

જે રાતે કાફરોએ હજરતને શહીદ કરવાનો વિચાર કર્યો હતો તેજ રાતરે પરવરદિગારે પોતાના હબીબને તે કાફરોના વિચારની ખબર આપી જેથી તે હજરતે પોતાના બાદ હજરતે અલી ક૦ ને પોતાની પથારી ઉપર સુવાડયા અને પોતે મદીને જવા નીકળ્યા, રસ્તામાંથી હજરતે અબુબકર ર૦ને તેડી લીધાં હજરત તેઓ સાથે સૂર નામના ગાર તરફ રવાના થયાં. રસ્તામાં પગલાંના નીશાન ન પડે તેટલા માટે તેઓ

આંગળીયોના ટેરવાથી ચાલતા હતા. ચાલતાં ચાલતાં હઝરતના પગ ઝખ્મી થઇ ગયાં હતાં. જ્યારે તેઓ ગાર ઉપર પહોંચ્યા ત્યારે તેમાં છુપી રહ્યાં.

રાતરે જ્યારે કાફેરો હઝરતના ઘેર ગયા અને કતલ કરવા માટે હાથ લંબાવ્યા ત્યારે તેઓએ હઝરતની પથારી ઉપર જનાબે અલી ક૦ ને સુતેલાં જોયાં. હઝરતે અલી ક૦ ની પોતાના ભાઇ પ્રત્યેની આવી વફાદારી જોઈ તે કુર જાલીમોને પણ દયા આવી અને તરતજ ત્યાંથી પાછાં ચાલ્યાં ગયાં.

ઉપલી ગારમાં હઝરત ત્રણ દીવસ સુધી રહ્યા, કાફેરો શોધતાં શોધતાં તે જગ્યાએ આવી પહોંચ્યા અને હઝરતને શોધી કાઢવાની નજીક હતાં પણ તેઓની આંખો ઉપર અલ્લાહની કુદરતથી એવાં પરદાં પડી ગયાં કે તેઓ જોઇ શક્યા નહીં, અને તે ગારને જોઇને કહેવા

લાગ્યાં કે આવા નાનકડા ગારમાં માણુસ સમાઇ શકે નહીં. ઉપરાંત ખુદાએ તઆલાની કુદરતથી એક કરોળીયાએ તે ગારના મોંઢ ઉપર જાળુ તણી લીધુ હતું તેથી પણ તેઓને હઝરત અંદર હોવાની ખાતરી થઇ નહીં. ત્રણ દીવસ પછી હઝરત તે ગારની બહાર નીકળ્યા અને ઉંટની અસવારી વડે આડકતરે રસ્તે થઈ મદીના તરફ રવાના થયાં અને આખી રાત અને આગલા દીવસના બે પોહરબરાબર ચાલ્યા, આ સઘળો વખત તેઓને રસ્તામાં કોઇ વિરોધી મળ્યો નહીં; પણ કુરૈશીયોએ હઝરતને પકડી લાવનાર માટે સો ઉંટનું ઈનામ આપવાનું જાહેર કર્યું હતું અને ચારે તરફ અસવારો દોડાવવામાં આવ્યા હતા, આ અસવારોમાંનો એક સોરાકો બિનમાલિક હાથમાં ભાલો(નેઝો)પકડી સામેથી આવતો જણાયો પણ શું તે હઝરતનો ચમત્કાર! તે આવનાર અસ્વાર અને ઘોડો ઉંધા મોંઢે ભોંય પડી ગયા અને તેના મન ઉપર હઝરતનો એટલો બધો

રોઆબ અને ત્રાસ બેસી ગયો કે એકદમ તે ધ્રુજતો ધ્રુજતો બોલી ઉઠયો કે "મ્હારી ભુલ માફ કરશો, હું વચન આપુછું કે આપને શોધવા માટે જેજે માણુસો નીકળ્યાછે તેઓને પાછા લઈ જઈશ." હઝરતે તેને જવા દીધો, તેણે પણ પોતાનું વચન પાળ્યું, પછી હઝરત ત્યાંથી રવાના થયા, અને મદીનાની દક્ષીણમાં બે મૈલના ફાસલે આવેલા "કોબા" નામના ગામમાં હઝરતેઅલીક૦ની રાહ જોવા માટે ઉતર્યા મદીનાના લોકો હઝરતને લેવા માટે સામે આવ્યા અને ઘણી તઅઁઝીમ તવકીર અને માન સહીત હઝરતને શેહરમાં લઇ ગયાં, આ હીજરતથી મુસલમાની હિજરીસન ગણાય છે.

---

## હિજરત પછીની બીનાઓ.

---

લખે છે કે જ્યારે હઝરતે રસુલે ખુદા સ૦

મદીનામાં તશરીફ લાવ્યા ત્યારે અબ્દુલ્લાહબિન ઉબય ( કે જે મદીનાનો બાદશાહ બનવાની ઇચ્છા રાખતોહતો) વિના દરેક માણસે હઝરતને પોતાને ઘેર ઉતરવાની પુર્ણ ઇચ્છા દર્શાવી પણ હઝરત, પોતાની સાંઢણીની મેહાર-લગામ ઢોલી મુકી સર્વેને એમજ ફરમાવતા કે જ્યાં ખુદાને મ્હારૂં ઠેહરાવવું મંજૂર હશે ત્યાં પહોંચી ને મ્હારી સાંઢણી બેશી જશે. અને એમજ થયું, હાલ જ્યાં મસજીદે નબવી બનેલી છે ત્યાં તે હઝરતની સાંઢણી બેશી ગઇ અને આપ અબુઅય્યુબના ઘરમાં ઠેહર્યા-ઉતર્યા, પછી ત્યાંના લોકોના થોકે થોક ઝીયારત ( દર્શન ) કરવા માટે આવવા લાગ્યા. આ આવનારાઓમાં તવરાત અને ઇન્જીલને સારી પેઠે જાણનાર અને યહુદીયો નો મોહટો ઝબરદસ્ત આલિમ " અબ્દુલ્લાહ બિન સલામ " યહુદી હાજર થયો અને તે હઝરતને જોતાવેંતજ બોલી ઉઠયો કે " આ

વ્હેરા જુઠાબાના વ્હેરા જેવો દેખાતો નથી " અને તે તથા સલમાને ફારસી કે જેઓ મજુસ હતા તેઓ અને બીજાં કેટલાંક લોકો ઇમાન લાવી મુસલમાન થયાં.

હઝરતે રસુલે ખુદા સ૦ મદીનામાં આવ્યા પછી યહુદીયો સાથે એક કરારનામું કર્યું જેમાં, મદીનાને શત્રુઓના હાથમાં જવા દેવાથી મદીનાનું રક્ષણ કરવામાં યહુદીયો મુસલમાનોને મદદ કરે એવી શરતે યહુદીયોના હક કાયમ રાખવામાં આવ્યાં. ત્યારબાદ હઝરતે **મસજીદે નબવી** ચણાવવી શરૂ કીધી જે તદ્દન સાદી હતી તેની દીવાલો ઇંટોની હતી અને તડકાથી બચવા માટે પત્થરની કે છાબંધની છતના બદલે ખજુરીના પાંદડાઓની છત નાંખવામાં આવી હતી. ઉનાળામાં તો તડકાથી લોકોનું રક્ષણ થતું હતું પણ ચોમાસામાં સર્વે પળલી જતા હતા. ઘરબાર વિનાના લોકોને રહેવા માટે તેમાં સગવડ રાખી હતી. ત્યારેજ લોકોને નમાઝ પઢવા બોલાવવા માટે અઝાન ( બાંગ ) મુકરરર કીધી હતી. કે તે

ખ્રીસ્તીયોના ઘંટ અને યહુદીયોની તુરાઇ કરતાં લાખ દરજ્જાં બેહતર છે. જેની પ્રસંશામાં ઇંગ્રેજી "એનસાઇકલો પીડીયા"ના છઠ્ઠા ભાગમાં લખ્યું છે કે "બાંગ દેનારનો અવાજ જે સાદો પણ ઘણોજ મનોરંજક અને મનમોહક હોય છે તે, જો કે શેહરોના શોર બકોરમાં મસજીદની ઉંચાઇ ઉપરથી ઘણોજ રસભર્યો અને મનોરંજક લાગે છે, તોપણ રાતરીના સન્નાટા (શાંતપણા) માં તેનો અસર ઘણાંજ વિચિત્ર પ્રકારનો કવિત્વ રસભર્યો હોય છે. એટલે સુધી કે ઘણાં યુરોપીયનો પયગંમ્બર સ૦ ને આ બાબતની મુબારક બાદી આપ્યા વિના રહી શકતા નથી કેમકે તેણે (પયગમ્બરે) માણસના અવાજને યહુદી યોની તુરાઇ અને ખ્રસ્તીયોના ચર્ચ (દેવલ) ઉપરના ઘંટા કરતાં ચઢીયાતો બનાવી દીધોછે.",



# જેહાદ[1] અને તેની શરૂઆત.

જ્યારે મુસલમાનોએ, જેમકે ઉપર લખી ગયાં છીયે, ત્રણ વર્ષ સુધી કાફેરોની સખતમાં

---

૧ જેહાદ—ધાર્મિકયુદ્ધ. હ૦ મોહંમ્મદસ૦ જે જેહાદ કર્યો તેને કેટલાંક અજ્ઞાન ખ્રીસ્તીયો અન્યાય ભર્યા કહેછે, પણ જેઓ વિદ્વાન અને જ્ઞાનીછે તેઓ કદી એમ કહેતાંનથી જેમકે—મી થોમ્સ કારલાઇલ સાહેબ લખે છે કે " અત્યાર સુધીતો મોહંમ્મદ સ૦ પોતાનો ધર્મ પ્રસારવા માટે ઉપદેશ કરવાનીજ રૂઢો ધારણ કરેલી હતી, પણ હવે તેને દેશ બહાર કાઢી મુકવામાં આવ્યો અને અન્યાયી-જુલમી લોકોએ માત્ર તેના સાચા આઃસમાની પયગામ (આકાશી) સંદેશા પ્રત્યે એકલી બેદરકારી જાહેર કીધી નહીં બલ્કે તેના ખુનના તરસ્યા બન્યા, ત્યારે તે અરણ્ય-જંગલના રહેનારા એ એક આરબ અને શુરવીર માણુસને છાજે

તેમ પોતાનો બચાવ કરવા તેણે ઇચ્છયું (મોહમ્મદ સ૦) વિચાર કર્યો કે અગર કુરૈશીયોની એમજ મરજી છે તો એમજ થવા દો. જે પયગામ–સંદેશો કુરૈશીયો અને સમગ્ર મનુષ્ય જાતી માટે ઘણોજ જરૂરી હતો તે સાંભળવાનો કાફેરોએ ઇન્કાર કર્યો; અને તેઓએ જુલમ લોખંડ–તલવાર અને કતલ દ્વારે તેનો નાશ કરવા ચાહ્યું ત્યારે લોખંડનો મુકાબલો લોખંડથી કરવો પડયો જેમકે મોહમ્મદ સ૦ ના દસ વર્ષ લડાઇયો અને સખત મેહનતમાં પસાર થયાં, અને તેનું જે કાંઇ પરિણામ આવ્યુ તે આપણે સારી પેઠે જાણીએ છીયે." ઉપરાંત **મીસીઝ એનીબીસેન્ટ, મી. ગોડફ્રેહેગીન્સ, મી. જોન ડેવનપોર્ટ** અને ફ્રાન્સ, જરમની ઇત્યાદીના ઘણાં વિદ્વાનોએ જેહાદ ઉપર ન્યાય પુર્વક નજર નાંખી સિદ્ધ કરી આપ્યું છે કે તેમાં જરાએ જુલમ કે

મુસીબતો અને સંકટો વેઠયા, શોઅંબેઅબી તાલિબમાં ત્રણ વરસ સુધી ઘેરાયલાં રહ્યા, આખરે લાચાર થઇ પોતાનો સ્વદેશ મક્કા છોડી હબશામાં જઈ વસ્યા અને છેવટે જેઓ બાકી રહ્યા હતા તેઓ મક્કાને છોડી મદીને જઈ રહયા ત્યારે તો કાફેરોએ તેઓનો કેડો મુકવો જોઇતો હતો, પણ નહીં, તેઓ તો મુસલમાનોના એવા જાની દુશ્મન બન્યા હતા કે અગર મુસલમાન તેઓથી આજીજ અને લાચાર થઇ પતાળમાં ચાલ્યા જાય તો કાફેરો જો બની શકે તો ત્યાં જઇને પણ તેઓને મારે. મુસલમાનોના મદીને જવા પછી મક્કાના કાફેરો વધારે ઉશ્કેરાયા. જયારે તેઓએ તે હઝરતની હિજરતના

---

અન્યાય નથી, અને ઇસ્લામ ધર્મ તલવારના બળવડે નહીં પણ તેનાં સુશીક્ષણથી પ્રસર્યો છે. લંબાણ થઇ જવાના ભયથી એ સર્વે વિદ્વાનોના મત અત્રે ટાંકતા નથી.

અને મદીનામાં દિનપ્રતિદિન થતી તે હઝરતની ચઢતીના સમાચાર સાંભળ્યા ત્યારે તેઓના મનમાં શત્રુવટ અને ઇર્ષાની અગ્ની જોરભર સળગી ઉઠી. તેઓ કોઇ પણ મુસલમાનને સુખી જીંદગી ભોગવતાં જોઇ શકતા ન હતા, અને પૃથ્વીની સપાટી ઉપરથી મુસલમાનોને નીસ્ત અને નાબુદ કરવાના પ્રયત્નો કરે જતા હતા.

પણ શું કરે? મુસલમાનો તો મદીનામાં જઇ વસવા લાગ્યાં, ત્યાં તેઓને કેવી રીતે ઇજા પહોંચાડવા અને નીસ્ત નાબુદ કરવા જાય !! પણ હા, જે બીચારાં ગરીબ મુસલમાનો હીજરત કરી શકયા ન હતા અને મક્કામાં પાછળ રહી ગયાં હતાં તેઓને આ કાફેરોએ વળી સતાવવા અને અનેક બલાઓમાં ફસાવવા શરૂ કર્યા અને તેઓ ઉપર હુમલો કરવાની તૈયારી કીધી જેમકે ખુદાએ, તઆલાએ કુરઆને શરીફમાં ફરમાવ્યું છેકે "**કાફેરોએજ પહેલાં શરૂઆત કીધી**" મુસલમાનોનો લડવાનો જરાએ વિચાર

ન હતો. લડાઇનો આરંભ એવી રીતે થયો કે તે દીવસોમાં કાફેર કુરૈશીયોનો એક કાફલો વ્હેપાર માટે શામના પ્રદેશમાં ગયો હતો, મક્કાના કુરૈશીયોએ એવો વિચાર કર્યો હતો કે જ્યારે તે કાફલો માલ વેચીને પોતાની સાથે જે નફો લાવે ત્યારે તે નફો મુસલમાનોને હલાક કરવા પાછળ ખરચવો. અને એજ વિચારથી તેઓ મદીના ઉપર ચઢાઇ કરવાની તૈયારીયો કરી રહ્યા હતાં. જે મુસલમાનો મક્કામાં રહેતા હતા તેઓએ, મદીનામાં રહેતાં મુસલમાનોને કાફેરોની ચઢાઇથી સાવચેત રાખવામાટે તેઓની હીલચાલના ને તેઓના વિચારના સમાચાર પહોંચાડયા. આવા સમાચાર મળ્યા ત્યારે હઝરતે પોતાના કાકા જનાબે હમઝાને અને ઓબયદાને સોમાણસો આપી ખરી બીના શું છે તે જાણુવામાટે મોકલ્યા. જ્યારે તેઓ મદીનેથી નીકળી ચુકયા અને અમુક જગ્યાએ આવ્યા ત્યારે તેઓએ અબુજેહલ અને તેના દીકરા અક્રમાને ૫૦૦

ખુંખ્વાર અસ્વારો સહીત લડવા મરવા માટે સજ્જ થએલાં જોયાં. પણ તે વખતે તેઓ વચ્ચે લડાઇ થઇ નહીં. આ બાબતોથી જાહેર થાય છે કે મક્કાવાળાઓનો વિચાર નિસંશય મદીનાવાળાઓ ઉપર હુમલો કરવાનોજ હતો. અને કાફેરોએજ લડાઈની શરૂઆત કીધી. જો આવા સમાચાર મળ્યા પછી મુસલમાનો ચુપ ચાપ બેશી રહ્યા હોત તો આજે દુન્યામાં મુસલમાનોનું કોઇ જગ્યાએ નામ નીશાન રહેત નહીં. આવા બારીક સમયે મુસલમાનોએ પોતાનું રક્ષણ કરવુંજ જોઇયે; અને તેથીજ તેઓ, શત્રુઓથી પોતાનો બચાવ કરવા માટે હથીયાર પકડી લડાઇ માટે તૈયાર થઇ રહ્યા. થોડા દીવસ પછી મક્કાનો કરઝબિન જાબિર નામનો એક માણુસ મદીનાના ચરામાંથી મદીનાના રહેવાશીયોના ઉંટ લુંટીને મક્કા તરફ નાશી ગયો, જેથી તે હઝરત, કાફેરો તરફથી આવી આવી પહોંચતી અવાર નવારની ઇજાઓથી ઘણાં દીલ

ગીર થયાં, અને તે ઉંટ ચોરી જનારની પુઠે "બદર" ના કુવા સુધી ગયા પણ તે વધારે આગળ નીકળી ગએલો હોવાથી હાથ આવ્યો નહીં.

---

## જંગે નખલા.

હી૦ ૨ માસ ર૦૪બ.

મક્કા વાશીયોનો જે કાફલો શામ (સીરીયા) ગયો હતો તે થોડા વખતમાં પાછો આવનાર હતો, અને તેથી હઝરતને ઘણી ફીકર અને ચીંતા હતી કે રખેને તે કાફલા વાળાઓની મદદ કરવાના બહાનાથી મક્કાના કાફેરો આપણા ઉપર હુમલો કરે. હઝરતે પ્રથમ સઅદ બીન અબીવક્કાસને દુશ્મનોની બાતમી લેવા માટે મોકલ્યા, જ્યારે તેઓને દુશ્મનોના કાંઇ સમાચાર મળ્યા નહીં ત્યારે હઝરતે અબદુલ્લાહ બિન જહશને "નખલા" નામની જગ્યાએ મોકલ્યા. ખરેખર મક્કાવાળાઓનો કાફલો આવતો હતો.

અબ્દુલ્લાહ બિન જહશે, જે ઉંટ ચોરી ગયો હતો તેનો બદલો લેવા ચાહ્યું અને તેથી તેઓએ તે કાફલામાંના એક માણસને મારી નાંખ્યો અને તેઓનો સર્વે માલ લુંટી લીધો અને ઘણાં માણસોને કેદ કરીને હઝરતની શેવામાં હાજર થયો, હઝરત તેની આ બાબતથી નારાજ થયાં અને કેદીયોને તેઓના માલ અસબાબ સહીત મુકત કર્યા અને જે માણસ માંરી નાંખ્યો હતો તેનું **ખુનબહા** ( ખુનનું મુલ્ય ) આપ્યુ.

---

## બદરની લડાઇ.

હી૦ ૨ માસ રમઝાન.

કાફેર કુરેશીયોનો એક મહા મોહટો કાફલો શામ તરફથી આવતો હતો. આ કાફલાનો સરદાર **અબુસુફયાન બિન હરબ** હતો. કાફેર કુરેશીયોએ ચારે તરફ એવી અફવા ઉરાડી દીધી કે અગર મદદે નહી આવો તો મુસલમાનો

નિઃસંશય અમારા કાફલાને લુંટી લેશે. આ અફવાએ આગની ઉપર તેલનું કામ કર્યું. એક હજાર જંગી અને બળવંત ઘોડેસ્વારો સાતસો ઉંટો સહિત શામથી આવતા કાફલાને મદદ કરવાના બહાને મક્કાથી નીકળી રવાના થયા. મુસલમાનોને તેઓના આવવાના સમાચાર પહોંચી ગયા. મુસલમાનો જાણુતા હતા કે કાફલાને મદદ કરવાનું તો માત્ર બહાનુછે, તેઓનો મુખ્ય હેતુ મદીના ઉપર ચઢાઇ કરવાનો છે. કાફેરો એકદમ મદીના ઉપર ચઢી આવ્યા. આ વખતે મુસલમાનો પાસે લડાઇને લગતી કાંઈ સામગ્રી ન હતી. તેઓની પાસે માત્ર ૩૧૩ માણુસો બે ઘોડા અને ૭૦ ઉંટ હતા. હજરતે રસુલે ખુદા સ૦ પાસે જે ઉંટહતું તેના ઉપરહજરત અલીક૦ અને હજરતે ઝયદ વારાફરતી સવાર થતાં હતાં. હજરતે પોતાના મોહાજીર અને અનસારોને મક્કાથી જે લશ્કર કાફલાની મદદે આવતું હતું તેનો મુકાબલો કરવાનું ફરમાવ્યું. મોહાજીર અને અનસારોએ

કહ્યું કાફરલોકો થોડાં અને નિર્બળ છે તેઓ ઉપર પ્રથમ હુમલો કરી વિજય ન પામતાં શા માટે અસંખ્ય લશ્કરનો મુકાબલો કરીયે ? હજરતે ફરમાવ્યું મને ખુદાએ નુસરત ( કુમક ) નું વચન આપ્યું છે અને મુસલમાનો વિજય પામશે, માટે મદદે આવનાર જંગીઓનોજ મુકાબલો કરવામાં મસલેહત છે. પરમ કૃપાળુ પરવરદિગારે મુસલમાનોની ન્હાની અને નજીવી ટુકડીને એવું જોમ અને બળ આપ્યુ કે કાફરોની મહાભારત અને જંગી ફોજને જોત જોતામાં હરાવી દીધી. જે કાફલાની મદદે મક્કાવાશીયો આવ્યા હતા તે કાફલો તો સમુદ્રના કીનારે કીનારે થઈ સહી સલામત પસાર થઇગયો પણ કુરેશીયોનો સરદાર અને આગેવાન અબુ જેહલ હતો જે તે ઉમ્મતનો ફિરઔન કહેવાય છે, તેનો સર્વ અભિમાન ધુળમાં મળી ગયો અને ઘણીજ ખ્વારી અને હલકાઇથી કતલ થયો, તે ઉપરાંત બીજાં ઘણાં કાફરો માર્યા ગયા, અને બાકીના રડયા ખડયા શીયાળીયા

ઓની જેમ પુંછડી દબાવી નાઠી ગયાં, આ લડાઈમાં કાફરોમાંના સીત્તેર જણ કેદ પકડાયા હતા જેઓમાં હઝરતના કાકા હઝરતે અબ્બાસ ઓકેલ અને નૈફિલ ઇબ્ને હારિસ પણ હતા. હ૦ મોહમ્મદ સ૦ પોતાના કાકાને કહ્યું કે તમારે અને તમારા બે ભત્રીજાઓએ ( ઓકેલ અને નૌફિલે ) મુક્ત થવુ હોય તો છુટકારા માટે નાણાં આપો. હઝરતે અબ્બાસે કહ્યું કે મ્હારી પાસે કાંઇ નથી, જો હું તને નાણાં આપું તો જ્યાં સુધી જીવું ત્યાં સુધી મ્હારે કુરૈશીયો પાસે ભીખ માંગવી પડે, હઝરતે કહ્યું જ્યારે તમે મક્કા છોડી લડાઇ માટે આવવા લાગ્યા ત્યારે તમે તમારી સ્ત્રી ઉમ્મેફઝલને, લડાઇનું પરિણામ શું આવશે તેની મને ખબર નથી, જો હું માર્યો જાઉં તો આ સોનું ત્હારા માટે અને ત્હારા બાલ બચ્ચાઓ માટે રાખજે, એમ કહીને જે સોનું આપ્યું હતું તે કયાં ગયું? હઝરતે અબ્બાસે પુછ્યું તને આ

વાત કોણે કહી? હ૦ મોહમ્મદ સ૦ કહ્યું ખુદાએ મને વહી થકી ખબર આપી હઝરતે અબ્બાસ તરતજ ઇમાન લાવ્યા અને કહ્યું કે આ વાત ખુદા શીવાય બીજું કોઇ જાણતું ન હતું કારણ કે તે નાણું મેં અર્ધ રાતરીએ એકાંતમાં આપ્યા હતા. આ લડાઇમાં ત્રણ ચમત્કાર જાહેર થયાં હતા. ૧-જે વખતે યુદ્ધ જામી રહ્યું હતું તે વખતે આપે એક કાંકરાઓની મુઠી શત્રુઓ ઉપર નાંખી જેનો અસર પ્રત્યેક કાફરની આંખ માં ગયો અને કાફરો પીઠ ફેરવી નાસવા લાગ્યા. અને આ વખતે ઝબુરની એ ભવિષ્ય વાણી પુરી થઇ કે "તું બની આદમ-મનુષ્ય જાતીમાં સર્વથી વધારે ખુબસુરત[1] છે, હે! પ્હેલવાન

---

૧—એડવર્ડ ગીબન લખે છે કે—આખા આલમ મહીં હ૦ મોહમ્મદ સ૦ ખુબસુરતી અને રૂપ—કાન્તિમાં પ્રખ્યાત અને એકકા હતા, ડાકટર ડીટ સાહેબ પણ એમજ લખે છે.

તું જાહોજલાલીથી ત્હારી તલવાર ત્હારા શરીર ઉપર લટકાવ અને સત્યતા અને પ્રમાણિકતા માટે સૌભાગી થઇ આગળ વધ અને ત્હારો જમણો હાથ તને હયબતનાક કામ દેખાડશે." ૨–મુસલમાનોનું નાનકડું સૈન્ય (લશ્કર) કાફેરો ની નજરોમાં પોતાની સંખ્યા કરતાં બમણું દેખાયું જેથી તેઓની હીમ્મતો તુટી ગઇ. ૩–મુસલમાનોની મદદે ખુદાએ પ્રથમ એક હજાર અને પછીથી ત્રણ હજાર ફિરિસ્તાઓ જીબ્રર ઇલની સરદારી હેઠળ મોકલ્યા. જે વૃતાંત કુરઆને શરીફમાં વિસ્તાર વાર આપેલું છે.

---

## ગઝ્વએબની કીનકાઅ.

બની કીનકાઅ યહુદીયોનો એક કબીલો હતો, યહુદીયો સાથે જે કરારનામું થયું હતું તે પ્રમાણે તેઓએ મુસલમાનોની જાનમાલ અને આબરૂનું રક્ષણ કરવું જોઇતું હતું, પણ તેઓ તે કરારનામા પ્રમાણે વરત્યા નહીં. અને એક

યહુદીએ એક મુસલમાન સ્ત્રીનું મશ્કરીમાં એવી રીતે તેહબંધ ખોલી નાખ્યું કે શરમની જગ્યા ખુલી ગઇ, અને તે વિશે ઝગડો થયો તેમાં એક યહુદી અને એક મુસલમાન માર્યો ગયો. હઝરત જ્યારે બદરમાંથી પાછા આવ્યા ત્યારે તેઓને ઘણાં શરમાવ્યા અને મનાવ્યા, પણ તેઓ માન્યા નહીં તેથી લડાઇ ઠરી. લડાઈથી યહુદીયો કંટાળી ગયા હઝરતે તેઓની પાસે જામીન માંગ્યા, પણ તેઓનું કોઇ જામીન થયું નહીં હઝરતે તેઓને શામ–સીરીયા તરફ હાંકી કાઢયા એટલે દેશ નીકાલ કર્યા.

---

## ગઝવએ બની સલીમ, ગઝવએ બની ગતફાન, ગઝવએ અનમાર.

બની સલીમ, બની ગતફાન, અને બની અનમારના રહેવાશી ઇસ્લામના પક્કા શત્રુ હતા, અને મદીના ઉપર રાતરે છાપો મારવા ઇચ્છતા હતા. હઝરત તે આગમચ તેઓને

સુખાવી દેવા માટે નીકળ્યા જેથી તેઓ વિખેરાઈ ગયાં. આગતફાનીયોના હુમલામાં એક યાદ રાખવા જોગ બીના એ છે કે આ ગઝવામાં એક દીવસ વરસાદ વરસ્યો તેથી હઝરતના લુગડાં પલળીગયાં, તેથી આપ લુગડાં ઉતારી એક વૃક્ષની ડાળીયે સુકવી પોતે એકલા વૃક્ષની છાંયા નીચે સુઇ રહ્યા. એક પ્રખ્યાત અને નામચીન ગૌરસ નામના પહેલવાને આપને એકલા જોયાં તેથી પોતાની નાદાનીના નશામાં ચકચુર બની તલવાર ખેંચી હઝરતના માથા ઉપર આવીને ઉભો રહ્યો અને મોહટા સાદે બોલ્યો કે "આજે તને કોણ બચાવી શકે છે?" આપે એવા પુરજલાલ અવાજથી જવાબ આપ્યો કે "અલ્લાહ." આ પુર જલાલી ભર્યા અવાજે તેના મનમાં એવો ત્રાસ ઉત્પન્ન કર્યો કે તે ભોંય પડી ગયો; હઝરતે તેના હાથમાંથી તલવાર લઇ લઇ મોહટા સાદે કહ્યું કે હવે તુ બતાવ કે તને કોણ બચાવી શકે છે? તેણે કહ્યું અફસોસ કોઇ નહીં. હઝરતે

તેને મુક્ત કર્યો અને ફરમાવ્યું "હું રહમ-કૃપા કરવા આવ્યો છું કતલ કરવા માટે આવ્યો નથી" હજરતને આવા દયા નિધાન જોઇને તે મુસલમાન થઇ ગયો અને પોતાની કોમને પણ ઇસ્લામની દઅવત કીધી.

---

## જંગે ઓહોદ.

( હી૦ ૩. )

અબુ જેહલના મૃત્યુ પછી કુરૈશીયોની સરદારી અબુસુફયાન પાસે આવી. બદરની લડાઇમાં અબુસુફયાનના કેટલાંક સગાવ્હાલાં મુસલમાનોને હાથે માર્યા ગયા હતા તેથી અબુ સુફયાને સોગન ખાધા હતા કે હું જ્યાંસુધી મુસલમાનોથી બદલો લઇશ નહીં ત્યાંસુધી • સુગંધીદાર પદાર્થોનો ઉપયોગ કરીશ નહીં અને સ્ત્રીની પાસે સુઇશ નહી. આ વખતે તેણે ત્રણ હજાર માણસો એકઠાં કર્યાં અને તેઓ સહીત મદીના ઉપર હુમલો કરવા માટે નીકળ્યા. આ

બન્ને લશ્કર વચ્ચે "ઓહોદના" પર્વત ઉપર લડાઇ થઈ. આ લડાઇમાં પ્રથમ મુસલમાનો વિજય પામ્યા પણ પાછળથી મુસલમાનોનું એક ટોળું હજરતની આજ્ઞા વિરૂદ્ધ મોરચાનું રક્ષણ કરવું મુકી દઇ દુશ્મનોનો માલ લુંટવામાં રોકાયું તેથી વળી દુશ્મનોએ મુકાબલો કર્યો અને મુસલમાનોને હરાવ્યા. આ લડાઇમાં હજરત ઘણાં ઝખમી થઇ ગયા હતાં, ચાર દાંત પડી ગયા હતા, તેઓ એક ખાડામાં પડી ગયા હતા. શયતાને એવી અફવા ઉરાડી દીધી હતી કે હજરત શહીદ થઇ ગયાં, પણ ખુદાનો વાયદો હતો કે "અલ્લાહ તને કતલ અને હલાક થવાથી બચાવશે" તો પછી કેવી રીતે શહીદ થાય? ઓહોદની લડાઇ પુરી થઇ. મક્કાવાશીયો પાછા ચાલ્યા ગયા અને આવતા વર્ષે બદર ઉપર વળી લડાઇ—જંગ કરવાનું વચન આપતા ગયા. આ લડાઇમાં હજરતના શુરવીર કાકા હ૦ હમ-ઝા શહીદ થઇ ગયાં જેથી હ૦ને ઘણી દીલગીરી

ચઇ પણ મુખ મુબારકથી બદદોઆ—આપનો એકે ઉચ્ચાર કાઢયો નહીં બલકે દોઆનો ઉદ્દગારો કાઢ્યા હે! પરવર દિગાર! મ્હારી કોમને બુદ્ધિ આપ. કેમકે તે અજ્ઞાન અને બિનસમજ છે.

---

## રજીઅ આગળની ઝપાઝપી.

"રજીઅ" હીજાઝના કીનારા ઉપર આવેલા એક ઝરાનું નામ છે ત્યાંની હઝીલ પ્રજાએ હઝરતે રસુલે ખુદા સ૦ ની શેવામાં આવી વિનંતી કીધી કે અમારામાં ઇસ્લામ પ્રસરી ગયો છે માટે કેટલાંક માણસને ઈસ્લામનું શીક્ષણ આપવા માટે અમારી સાથે મોકલો. હઝરતે રસુલે ખુદા સ૦ તેઓની સાથે છ શીક્ષકો મોકલ્યા. જ્યારે તે શીક્ષકો અલરજીઅ નામના ઝરાના કીનારે પહોંચ્યાં ત્યારે તે લોકોએ તેઓ ઉપર હુમલો કર્યો અને તેઓમાંના ત્રણને મારી નાંખ્યાં, અને બાકીના ત્રણને કેદ કર્યા જેમાંના એકને પાછળથી પથરા મારી મારી નાંખવામાં આવ્યો

કારણ કે તેણે નાશી જવાનો પ્રયત્ન કર્યો હતો અને બીજા બે જણાઓને ગુલામ તરીકે વેચી કુરૈશીયોને સ્વાધિન કર્યા જેઓએ તે બીચારા બન્ને જણાઓને રીબાવી રીબાવી મારી નાંખ્યા.

---

## બયરે મઉનાની ઝપાઝપી.

નજદનો રહેવાશી આમિરબિન માલિક નામનો એક માણુસ જે મુસલમાન ન હતો તેમજ કાંઇ ઈસ્લામના પ્રસારની આડે પણ આવતો ન હતો, તેણે હઝરતે રસુલે ખુદા સ૦ની શેવામાં વિનંતી કીધી કે આપ ઇસ્લામના કેટલાંક શીક્ષકો ઇસ્લામનું શીક્ષણ આપવા માટે નજદની તરફ મોકલો, હઝરતે રસુલે ખુદાસ૦ તેઓની અરજી સ્વિકારી તેઓની સાથે ઘણાંજ આબિદ ( ભક્ત ) અને પરહેઝગાર ૪૦ માણુસો મોકલ્યા. આમિરનો એક ભત્રિજો જે ઇસ્લામનો કટ્ટો શત્રુ હતો તે એક મોહટું ટોળું લઈ તે શીક્ષકો ઉપર ચઢી આવ્યો અને સર્વે મુસલમાનોને પકડીને

મારી નાંખ્યા, માત્ર એકજ જણ બચી ગયો. હજરતે રસુલે ખુદા સ૦ "રજીઅ" અને "બયરે મઉના" નો આવો દયાજનક અહવાલ સાંભળી ઘણાં દીલગીર થયાં.

---

## ગઝવએ બની નોઝયર.

( હી૦ ૪. )

માસ રબીઉલ અવ્વલ.

કરારનામા પ્રમાણે યહુદીયોએ મદીનાનું રક્ષણ કરવામાં મુસલમાનોને મદદ આપવી જોઈતી હતી, પણ તેઓએ લુચ્ચાઇ અને ઠગાઇ કરી તેમાં ભાગ લીધો નહી અને કપટ રમ્યા. તેઓ હજરતને એક ઘરમાં લઇ ગયા અને હજરતને મારી નાંખવા માટે એક ઉંચી જગ્યા એથી એક મોહટો ભારે પત્થર હજરતના માથા ઉપર રગડાવી દીધો. પણ અલ્લાહ તઆલાએ તેવારે હજરતને બચાવી લીધાં. હજરતે રસુલે ખુદા સ૦ યહુદીયોને કહેવરાવી મોકલ્યું કે "તમે

તમારા કરારનો ભંગ કર્યો અને અમારી સાથે દગો રમ્યા માટે તેની શિક્ષામાં તમે દશ દીવસ સુધી મદીનાની બહાર નીકળી જાઓ નહીંતો તમારા હકમાં સારૂં થશે નહીં." યહુદીઓએ તે વાત ન માનતાં લડાઇ જાહેર કીધી અને મુસલમાનો અને યહુદીયો વચ્ચે ભારે યુદ્ધ જામ્યું છેવટે મુસલમાનોએ તેમને હરાવી દઈ "ખયબર" તરફ હાંકી કાઢયા.

---

## બદર ઉપર ત્રીજીવાર.

ઓહોદની લડાઈમાંથી પાછા વળતી વખતે અબુસુફયાન ધમકી આપી ગયો હતો કે આવતા વર્ષે પાછો હું તમારી સાથે લડીશ, પણ તે વાયદા પ્રમાણે બદર સુધી આવ્યો નહીં બલકે "આ વર્ષે દુકાળનું છે લડાઇ કરવી ઠીક નથી" એમ કહી પોતાના માણસોને પાછા લઇ ગયો, અને મુસલમાનો ડરી જઇ બદર ઉપર ન આવે એટલા માટે તેણે હજરતે રસુલે ખુદા સ૦ ને કહેવરાવ્યું કે

અબુસુફયાન એક મહા મોહટું લશ્કર લઇ ચઢવા માટે બદર ઉપર આવે છે, મુસલમાનો તેની આ ધમકીની કાંઇ પણ દરકાર ન કરતાં બોલ્યાં કે "અમોને કાંઇ પરવા નથી અમારા માટે અલ્લાહ બસ છે અને તે સારો મદદગાર છે." પછી હજરતે રસુલે ખુદા સ૦ દોઢ હજાર મુસલમાનોને સાથે લઇ બદર ઉપર આવ્યા, ત્યાં મુસલમાનો વ્હેપાર કરી ઘણો લાભ પામ્યા. મુસલમાનોના રોઆબ અને ત્રાસથી અબુસુફયાન ના તો છક્કાજ છુટી ગયા, તે વાયદા પ્રમાણે બદર ઉપર આવ્યો નહીં.

---

## ગઝવએ બની મુસ્તલક.

( હી૦ ૫. )

માસ શાબાન.

અરબના કબીલા બની મુસ્તલકના સરદાર હારિસબિન ઝરારે તે હઝરતની સાથે લડવા માટે ઘણાં કબીલાઓને ઉશ્કેર્યા અને મુસલમાનો

સાથે લડાઇ માટે એક મહા મોહટી ફોજ એકઠી કીધી. મુસલમાનો હજરતે રસુલે ખુદા સ૦ સહીત મરીસાંઅ નામના ઝરા ઉપર લડવા આવ્યા. મુસલમાનોનો એવો રોઆબ અને ત્રાસ બેઠો કે હારિસની ફોજ નાશી ગઇ, માત્ર હારિસ અને તેની કોમ જે હજરતનો મુકાબલો કરીને હારી હતી તે બાકી રહી ગઇ.

---

## જંગે ખંદક.

### હી૦ ૫.

### માસ ઝીકાઅદા.

જ્યારે બની નોઝયર યહુદીયોને દેશ નિકાલ ની શીક્ષા થઇ ત્યારે તેઓ ઘણું ઉશ્કેરાઇ ગયાં. તેઓએ મક્કે જઇ કાફેરોને મુસલમાનો વિરૂદ્ધ ઉશ્કેર્યા. મક્કામાંથી ૪૦૦૦ માણુસો તૈયાર થયાં અને તેઓ સઘળાં મદીના ઉપર ચઢી આવ્યા. પણ મુસલમાનોએ તેઓને એવાં હરાવી દીધાં કે તેઓનું શુરવીર સૈન્ય વિખેરાઇ ગયું. જનાબે

સલમાને ફારસીની સલાહથી આ લડાઇમાં મદીનાની પુર્વ દીશાએ ખાઇયો ખોદવામાં આવી હતી તેથી આને ખંદક એટલે ખાઇની લડાઇ કહેછે, આ લડાઇમાં કાફેરોમાંનો મોહટો શુરવીર પ્હેલવાન "અમર ઇબ્ને વદ" કે જે એક હજાર શુરવીર સરદારોનો મુકાબલો કરી શકતો હતો તે હજરતે અલી ક૦ ના હાથે માર્યો ગયો. આ લડાઇ ફતેહ કરતાં મુસલમાનોને અસંખ્ય સંકટો વેઠવા પડયા હતા ભુખ અને અત્યંત શરદીની મુસીબતથી તેઓના કલેજા તેઓના મોંહે આવી ગયા હતા. અર્થાંત–મુસમાનોને એટલા સંકટો વેઠવા પડયા હતાં કે તેઓમાંના કેટલાંકના મનમાં ફતેહ થશે કે નહીં એવી શંકા ઉતપન્ન થઇ હતી. પણ અલ્લાહનું વચન ખોટું હોતું નથીઃ મુસલમાનો ફતે પામ્યા અને કાફેરો ખ્વાર થઇ ગયાં.



## ગઝવએ બની કરીઝા.

હી૦ સ૦ ૫.

બની કરીઝા યહુદીયોનો એક કબીલો હતો જે મદીનામાં રહેતો હતો, તેઓ સાથે પણ હઝરતે કરાર નામું કર્યું હતું. તેઓ પણ તે કરારનામા પ્રમાણે વર્ત્યા નહીં. ખાસ જયારે જંગે ખંદક ચાલતી હતી ત્યારે "કરીઝા" કબીલાનો સરદાર "કઅબ બિન અશરફ" ખયબર ના યહુદી હઈબિન અખતબના ભરમાવવાથી મુસલમાનોના શત્રુઓ સાથે જઈ મળ્યો અને તેઓએ જાહેર કર્યું કે અમે બની નોઝયરનો બદલો લીધાં વિના રહીશું નહીં. આ ઉપરથી હઝરતે તેઓના કીલ્લાઓની આસપાસ ઘેરો ઘાલ્યો; છેવટે યહુદીયો કંટાળી ગયા અને ફેસલો કરાવવા "સઅદબિન મઆઝ"ને પંચ તરીકે નીમ્યા જેઓએ એવો ચુકાદો કર્યો કે તેઓના એટલે બની કરીઝાના લડવૈયાઓને કતલ કરવામાં

આવે, સ્ત્રીયો અને બચ્ચાઓ કે જેઓ લડાઇ કરવા યોગ્ય નથી તેઓને સંભાળી રાખવામાં આવે, મુસલમાનો તેઓના આ ચુકાદા પ્રમાણે વર્ત્યા. આ વૃતાંત કુરઆને શરીફના સુરએ અહઝાબમાં વર્ણવેલુ છે.

## હજરતને કતલ કરવાનો મનસુબો.

ખંદકની લડાઇમાં અબુસુફયાન જે હલકાઇ અપમાન અને હાર પામ્યો હતો તેથી હજરત ઉપર ગુસ્સાથી દાંત ભિચડી રહ્યો હતો પણ શું કરે? જ્યારે તેનું કાંઇ ન ચાલ્યું અને સર્વ વાતે નિષ્ફળ ગયો ત્યારે તેણે એક અઅરાબીને રસ્તાનું ભાતું અસવારી ઈત્યાદી દ્રવ્ય આપી હજરતને કતલ કરવાના મનસુબાથી રવાના કર્યો. તે માણસ હજરતને કતલ કરવાના મન સૂબાથી મદીનામાં આવ્યો, પણ અલ્લાહો અકબર જ્યારે તેણે હજરતને વ્યંઅ—(ઉપદેશ) કરતાં જોયાં અને સાંભળ્યા ત્યારે તેના

મનમાં એવો ઉંડો અને સાચો અસર થયો કે તરતજ તે મુસલમાન થઇ ગયો. આની પછી લોકોના ફીસાદ ફીતનાથી હઝરતને ઘણી લડાઇયો લડવી પડી હતી જે સર્વે લડાઇયોમાં વિજય હરઝતનાજ પક્ષમાં રહ્યો હતો. દુમ્મતુલ જન્દલ જે એક પહાડી કીલ્લો અને ખ્રીસ્તીયોની વસ્તી હતી ત્યાંના લોકો પ્રથમતો હઝરતને સતાવવા ફસાવવા તૈયાર રહ્યા પણ છેવટે હરઝતની સત્યતા ભરી બોધ વાણીથી તેઓનો સરદાર અમાર અસબગુ બિન અમરૂ કલબી ઘણાં માણુસો સાથે મુસલમાન થઇ ગયો પછી ફિદકમાં રહેતાં યહુદીયો ખયબરના દેશનિકાલ થએલાં યહુદીયોની મદદ કરવા તૈયાર થયા હતા તેઓને પણ હઝરતે હરાવી હઠાવ્યા.

---

# હોદબીયાની સલાહ.

હી૦ સ૦ ૬ ના ઝીકાઅદા માસમાં હઝરતે રસુલે ખુદા સ૦ સ્વપ્નું જોયું કે અમન ચૈનથી સમજીદે હરામ (ખાનએ કઅબા)માં દાખલ થઈ ગયાંછે, અને લોકો ઉમરો બજાવી લાવે છે, કોઇ માથું મુડાવે છે કોઇ વાળ કતરાવે છે અને ઘણાજ છુટાપણા અને અમન ચૈનથી હજના ફરાયઝ અદા કરે છે. પયગમ્બરોના સ્વપ્ના તો એક પ્રકારના ઇલ્હામજ ( પ્રેરણા ) હોય છે તેથી તેઓ આશરે દોઢ હજાર અસ્હાબો ( શીષ્યો )ને લઇ કુરબાની કરવાના ઉંટો ઇત્યાદી હજની સર્વે સામગ્રી સાથે મક્કા મોઅઝ્ઝમા તરફ રવાના થયા.

જ્યારે મક્કાવાળાઓને હઝરતના આવવાના સમાચાર મળ્યા ત્યારે તેઓ પોતાની આસપાસ રહેતાં આરબોના કબીલાઓ લઇ હઝરત સાથે મુકાબલો કરવા માટે બલદહ નામની જગ્યા

આગળ આવ્યા, પણ તેઓ ત્યાં આગળ હઝરત સામે ટકી ન શકવાથી નાશી ગયા અને હોદ બીયા[1]ની સીમા બહાર નીકળી ગયા,

જ્યારે હઝરત **મનીયુલમરાર** નામની જગ્યાએ પહોંચ્યા ત્યારે આપની સાંઢણી પોતાની મેળે બેશી ગઇ. સર્વે જણાઓએ તે સાંઢણીને ત્યાંથી ઉઠાડવાના ઘણાએ પ્રયત્ન કર્યા પણ તે સાંઢણી ત્યાંથી ઉઠી નહીં. હઝરતે ફરમાવ્યું જેવી રીતે **અસહાબેફીલ**[2]ના હાથી

---

૧—મકકાથી એક મનઝિલ છેટે એ નામનું એક ગામ છે, અને ત્યાં એજ નામનો એક કુવો છે.

૨—અસહાબે ફીલ એટલે હાથીવાળાઓ. આ એક હઝરતના આ ભુમી ઉપર આવવાની ખુશખબરી લાવનારો બનાવ હતો, જે હઝરતના જન્મ મુબારકની ૫૦ દીવસ અગાઉ બન્યો હતો. તે બનાવ ટુંકમાં એવી રીતે છે કે

**અબરહા** ઈબ્નલ સબાહ જે હબશાના નજ્જાશી બાદશાહ તરફથી યમનનો ગવનર હતો અને તેનો ધર્મ ખ્રીસ્તી હતો. તેણે જ્યારે જોયું કે યમનના, અને આસપાસના બલકે આખા અરબસ્થાનના સર્વે લોકો મકકામાં આવેલાં **ખાનએકઅ્બાની** જાત્રાએ જાય છે અને તેને પુષ્કળ માનની નજરથી જુવેછે ત્યારે તેના મનમાં અદેખાઇ અને ઇર્ષાગ્ની સળગી ઉઠી, સર્વે લોકો કઅ્બાની જાત્રા અર્થે મકકે ન જાય અને કઅ્બાને તેઓ જે પુજ્યમાન આપે છે તે ન આપે અને સર્વે જણ પોતાની એવી પુજય શેવા બજાવે એવા વિચારથી તેણે એક જુદું મોહટું ગીરજા—દેવળ પોતાના દેશ "સનાઆ"માં બનાવ્યું. આ દેવળને તેણે હીરા મોતી અને સોના ચાંદી ઇત્યાદી જવાહીરાતોથી સુશોભીત કરવામાં કાંઇ

ખુદાના હુકમથી અહીં બેઠી છે. પછી હજરતે

કસર બાકી મુકી નહી. પછી તેણે પોતાની પ્રજાને અને બીજાં સર્વે લોકોને ખાનએકઅં-બાની જાત્રાએ જવું મુકી દઈ આ નવા દેવ-ળની જાત્રાએ જવાની ઉસ્કેરણી કીધી પણ તેની સર્વે મહેનત નિષ્ફળ ગઈ. આરબોના મનમાં ખાનએકાઅંબાની મહત્વતા જડ ઘાલી બેઠી હતી તે કેવી રીતે નીકળત ? તેઓ હમેશાંના પુજ્ય ઘર—દેવળને મુકીને એક ખ્રીસ્તી દે-વળ તરફ કેવી રીતે વલણ કરી શકત ? તો પણ કેટલાંક જુજ અબરહાના ખુશામદીયાઓ તે સનાઆના દેવળની જાત્રાએ જવા લાગ્યા હશે તેથી મક્કાના કુરૈશીયોએ ચીડાઈ જઈ "કેનાનાહ"ના કબીલામાંથી એક "નોફિલ" નામના માણસને "સનાઆ"માં મોકલ્યો જે રાતોરાત તે દેવળમાં પેસી તેની સર્વે ભીંતો અને યજ્ઞકુંડને પોતાની વિષ્ટા મળ-

મુત્ર વડે અપવિત્ર બનાવી ચાલ્યો આવ્યો. આ બાબત જોઇ અબરહા ઘણોજ ક્રોધાયમાન થયો અને તે ખાનએકઅબાનો તદ્દન નાશ કરવાનો નિશ્ચય કરી મહાભારત સૈન્ય લઇ ખાનએક-અબા તરફ રવાના થયો; આ સૈન્યમાં મોહટા મોહટા હાથીઓ ઘણાં હતાં જે ઉપરથી આ બનાવનું નામ પડેલું છે. મક્કા વાશીઓ આવા બળવાન શત્રુ આવેલો જોઇ ગભરાઇ ગયાં અને પર્વતોમાં જતાં રહી આશ્રય લીધો અને મક્કા તથા ખાનએકઅબા એ બન્નેનું રક્ષણ કરી શકયા નહી. પણ અલ્લાહતઆલાએ પોતે મક્કાનું અને પોતાના ઘર ખાનઅકઅબાનું રક્ષણ કીધું. જ્યારે અબરહા મક્કાની નજદીક આવ્યો ત્યારે તે જે " મેહમુદ " નામના સઉથી મોહટા હાથીઉપર અસ્વાર હતો તે હાથી મકકા શેહર તરફ

આગળ વધ્યો નહી. સોકોએ તેને ઘણોએ મારેયો પણ તે એક ડગલુંએ આગળ ચાલ્યો નહીં, જ્યારે તેને બીજી દીશાએ હાંકતા ત્યારે બીજી દીશા તરફ તે હાથી ખુશીથી જતો પણ મક્કાની તરફ ડગલુંએ આગળ વધતો નહીં. જ્યારે તે મહાભારત સૈન્ય આ સ્થીતિમાં હતું એટલામાં સમુદ્રના કીનારા તરફથી ચાલ્લીયો જેવાં પક્ષીયોનું એક ટોળું આવ્યું અને દરેક પક્ષી પાસે ત્રણ કાંકરા હતા એક તેની ચાંચમાં અને બીજા બે તેના બન્ને પંજામાં, આ કાંકરાઓ તે પક્ષીયોએ અબરહાના સૈન્યને એવા તાકીતાકીને માર્યા કે જેને કાંકરો વાગતો તે તરતજ મર્ણ પામતો, ત્યાર પછી અલ્લાહે એક મહા મોહટી પાણીની રેલ મોકલી જે, અબરહાના મર્ણ પામેલા માણસોને અને જેઓ કાંકરાઓના મારાથી બચી ગયા

હતા તેઓને સમુદ્રમાં ઘસડી ગયા. અને બાકીના જેઓ યમન તરફ નાશી ગયા તેઓ પણ રસ્તામાં હલાક થઇ ગયા. અને એ મહાભારત સૈન્યમાંથી માત્ર એકલો **અબરહા** યમન પહોંચ્યો જે ત્યાં પહોંચતાંજ સડી સડીને મણુ પામ્યો અને તેના માંસના ટુકડે ટુકડા અલગ થઈ ગયાં. કહેવામાં આવે છે કે **અબરહાના** સૈન્યમાંનો **અબુયકસુમ** નામનો એક માણસ રાતા સમુદ્રની વાટે થઇ હબશામાં નાશી ગયો અને બારોબાર બાદશાહની હજુરમાં જઇ "અબરહા"ના લશ્કરનો કરૂણારસ એહવાલ વર્ણવવા લાગ્યો. બાદશાહે તેને પુછ્યું કે તે પક્ષીયો કેવાં હતાં ? અબુયકસુમે તરતજ એક પક્ષી દેખાડયું જે તેના માથા ઉપર ભમતું બમતું હબશા સુધી આવ્યું હતુ; હજુ આ દેખાડતો હતો એટલામાંતો તે પક્ષીયે બ-

( શાન ) સબંધી કુરૈશીયો મ્હારી પાસે જે

શબ્બર તેના માથા ઉપર એવો કાંકરો માર્યો કે તરતજ તે મર્ણ પામ્યો[1], મહાન પયગમ્બર હઝરત મોહમ્મદ સ૦ મક્કામાં જન્મ પામવાના હતાં તેની બરકતથી ખુદાએતઆલાએ મક્કાના અને ખાનએકઅબાના શત્રુઓને પાછા હટાવ્યા. આનું વર્ણન કુરઆને શરીફમાં પણ ખુદાએ ફરમાવેલું છે " શું તેં જોયું નહીં ? કે ત્હારા મુરબ્બી ખુદાએ ખાસ તારી ખાતર અસ્હાબે ફીલની સાથે શું કર્યું ? તેઓઉપર પક્ષીયોના ટોળે ટોળાં મોકલ્યાં અને (તેઓ) કાંકરાઓ અને પત્થરથી તેઓની સારી ખબર લેતા હતા અને એવી રીતે તેઓના લશ્કરને જોતજોતામાં તબાહ અને તતરબતર કરી વિખેરી

---

૧—આ બાબત જોર્જસેલ નામના શખ્સે જે કુરઆનના કરેલાં ઇંગ્રેજી તરજુમામાંથી લખી છે.

આપતો માંગશે તે આપ્યા વિના રહીશ નહીં. આ કહેવાથી તે સાંઢણી તરત ઉભી થઇ, હઝરતે હોદબીયાના કુવા પાસેના મેદાન આગળ પડાવ નાંખ્યો, તે દીવસે મોહમ્મદબિન મુસલમાના બોડીગાર્ડ (કે જેઓ ઇસ્લામી લશ્કરનો પહેરો ભરતા હતા ) મક્કા વાશીયોના પચાસ જાસુસ (દુત) પકડીને હઝરતની શેવામાં હાજર કર્યા હઝરતે તેઓને નજરકેદ રાખ્યા.

---

નાખ્યું " અને બાઇબલમાં લખ્યું છે કે— " આ એ પત્થર છે કે જેના ઉપર તે પડશે તે ચકનાચુર થઇ જશે " ( મતી ૪ પ્રકરણ ૨૧ ) એ બાબતની સાબીતી અહીંયાથીજ થાય છે કે " જેણે ખાનએ કઅબાનું અથવા હઝરતે મોહમ્મદ સ૦નું અપમાન કર્યું તે અલ્લાહના ગઝબ—ક્રોધમાં ફસી ચકનાચુર થઇ ગયો.

મક્કા જેવી પવિત્ર ભુમી[1] ઉપર લડાઇ અને તેનું અપમાન ન થવા દેવાના હેતુથી હઝરત દુશ્મનોની પુઠે ન પડતાં હોદબીયામાં રહ્યા તેનો લાભ કુરૈશી શત્રુઓએ લીધો અને હઝરતને કહેવરાવ્યું કે અમે તમને મક્કામાં પેસવા દઇશું નહી. હઝરતે ઉત્તર આપ્યો કે હું લઢવા માટે આવ્યો નથી પણ ઉમરો[2] બજાવી લાવવા આવ્યોછું વરકાએ આ સમાચાર કુરૈશોને પહોંચાડયા અને પોતાની તરફથી મુસલમાનોને ઉમરો બજાવવાની મનાઇ ન કરવાની શુભ સલાહ આપી. પણ કુરૈશીયો માન્યા નહીં બલકે તેને પણ છાનામાના મુસલમાન થઇ ગએલાઓમાં ગણ્યો અને તેને બીજીવાર ન મોકલતાં મસઉદ સકફીને મોકલ્યો; તેણે હઝરતનું ઘણું અપમાન કર્યું, અને

---

૧—તે ભુમી ઉપર લડાઇ કે કતલ ચલાવવી હરામ છે.

૨—આ એક જાતની ક્રીયા છે.

સભ્ય માણસને ન છાજે એવી વર્તણુંકથી વરત્યો પણ હઝરત તેની તોછડાઇ અને ઉદ્ધતાઇની કાંઇ દરકાર ન કરતા નમ્રતા ધૈર્યતા અને સહનશીલતાથી ઉત્તર આપે ગયા. તેણે કુરેશાયો પાસે આવીને કહ્યું કે હું રૂમ અને ઇરાનના શેહનશાહોના દરબારમાં ગએલો છું પણ હું સાચું કહુ છું કે મોહમ્મદ સ૰ને તેઓના શીષ્યો તરફથી જે માન મળેછે તે માન એકકે શેહનશાહને નસીબ નથી; જ્યારે તે વઝુ કરવા માટે બેસેછે ત્યારે તેના શિષ્યો દોડીને ઢોળાયલું પાણી લઇ લે છે અને જ્યારે તે થુંકે છે ત્યારે ચાટી લે છે, અને તેનો જે વાળ ખરે છે તે ઘણાજ માન્ય સાથે ઉપાડી લે છે. જ્યારે મકકાવાળા માન્યા નહી ત્યારે તેઓની પાસે હઝરતે ઉસ્માન ર૰ને પોતાના પ્રતિનિધી તરીકે મોકલ્યા પ્રથમતો તેઓ હઝરત ઉસ્માન ર૰ સાથે સારી રીતે વરત્યા પણ પછી તેઓને સાથેના દસ માણસો સુદ્ધાં કેદ કરી લીધાં. જ્યારે

હઝરતે ઉસ્માન ર૦ કેદ થયાં અને પાછા આ-વ્યા નહી ત્યારે ચારે તરફ તેઓ' માર્યાગયાના સમાચાર પ્રસરી ગયા જેથી હઝરતે પોતાની સાથેના સર્વે લોકો પાસેથી, અગર લડા-ઇનો પ્રસંગ આવેતો દરેક જણુ જીવ જતાં પણુ લડાઇથી પાછો હઠે નહી એ બાએ બયઅંત લીધી; સર્વે જણ્રાઓએ હઝરતના હાથ ઉપર બયઅંત કીધી અને એ બયઅંતનું નામ બયઅંતે રિઝવાન છે.

જ્યારે કુરૈશીયોએ મુસલમાનોની બયઅંત અને સંપ કરી લઢવાના સમાચાર સાંભળ્યા ત્યારે મુસલમાનોથી ત્રાસ પામ્યા અને તેઓની તરફથી હઝરતની શેવામાં સુલેહનો સંદેશો લઇ ત્રણુ જણુ આવ્યા. તેઓમાંના એકનું નામ સોહૈલ બિન અમરૂ હતું. સોહેલની અર-જથી હઝરતે કુરૈશીયોના પચાસ જાસુસોને અને કુરૈશીઓએ હઝરતે ઉસમાન ર૦ને કેદમાંથી મુક્ત કર્યા અને બન્ને પક્ષકારો વચ્ચે સુલાહ

નામું લખવાનો ઠરાવ થયો. હજરતે અલી ક૦ સુલાહનામું લખવા બેઠા. હજરતે ફરમાવ્યું "બિસ્મિલ્લા હિર રહેમાનિર રહીમ[1]" લખો સોહેલ બોલી ઉઠયો અમે રહેમાન અને રહીમને ઓળખતાં નથી માત્ર 'બિસ્મેક અલ્લા હુમ્મ[2] લખો;" હજરતે ફરમાવ્યું ઠીક એમ લખો. પછી હજરતે ફરમાવ્યું "હાઝા માસાલેહા અલયહે મોહમ્મદ રસુલુલ્લાહ[3] લખો સોહેલ બોલી ઉઠયો "રસુલુલ્લાહ" ન લખો અગર અમે તમને અલ્લાહનો રસુલ માનતા હોત તો કઅબાની જાત્રાથી શા માટે રોકત ? માટે "મોહમ્મદ બિન અબ્દુલ્લાહ" લખો. આ વ-

---

૧—કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી શરૂ કરૂં છું

૨—હે ! અલ્લાહ ત્હારા નામથી.

૩—આઓ મઝમુન છે કે જે ઉપર ખુદાના રસુલ મોહમ્મદ સ૦ સુલાહ કીધી.

અને કાફરોએ તે શબ્દ કાપી નાંખી છેકી નાંખવા માટે ઘણી હઠ લીધી, મુસલમાનો ઉશ્કેરાઇ ગયા હઝરતે તેઓને શાંત પાડયા; હઝરતે અલી ક૦ તે શબ્દ પોતાના હાથે છેકયો નહીં, હઝરતે પોતાના હાથે તે શબ્દ કાઢી નાખ્યો; પણ શું અલ્લાહની કુદરત! અને તેના પયગમ્બરનો ચમત્કાર! કે તેજ લોકો થોડાં વખત પછી "મોહમ્મદર રસુલુલ્લાહ" "મોહમ્મદર રસુલુલ્લાહ"ના અવાજો બલંદ કરવા લાગ્યા. અને એજ અવાજો આજે આખા આલમ ઉપર પહાડો અને જંગલોમાં ગર્જના કરતાં ફરે છે. તે સુલાહનામામાં આત્રણ શરતો હતી. ૧ લી એ કે આ વખતે તે હઝરત ઉમરો બજાવ્યા વિના પાછા ચાલ્યા જાય, હા ચાહે તો આવતા વર્ષે આવી હજ્જ બજાવી જાવે પણ ત્રણ દીવસથી વધારે રહે નહીં, અને એક એક તલવાર કરતાં વધારે હથીયાર લાવે નહીં

૨–જી એકે દસ વર્ષ સુધી સઘળાં સલાહ સંપથી રહે, કોઇ એકે બીજાના પક્ષકાર અને તરફદારની સાથે લડે વઢે નહીં. ૩–જી એકે અગર કોઇ કુરૈ-શમાંનો માણસ મદીને ચાલ્યો જાય તો તે પાછો આપવામાં આવે પણ જો મુસલમાનોમાંનો કોઇ તેઓ તરફ ચાલ્યો જાય તો તેઓ પાછો આપે નહીં. કુરૈશીયોએ આ સઘળી શરતો પોતાનાજ લાભની લખાવી હતી; પણ હજરત ખુદાના ઉપર પુર્ણ વિશ્વાસ રાખતા અને એજ સુલેહનામાનું શું પરિણામ આવનારૂં છે તે પોતાના ઇલ્મથી જાણતા હતા તેથી લખી આપતા હતા અગર તે વખતે મુસલમાનો સુલેહ ન કરતાં કાફરો સાથે લડત તો મુસલમાનોમાંના કેટલાંક માર્યા જાત પણ સુલેહ થવાથી તેઓને અમન્ન ચૈન અને શાંન્તીથી ઇસ્લામને ચારે તરફ કાંઇ પણ ધડકા વિના પ્રસારવાની તક મળી અને પરિણામે મક્કાની ફતેહના દીવસે સર્વે કુરૈશીયો અને આસપાસના એ લોકો કે જેઓ કુરૈશીયો

મુસલમાન થવાની રાહ જોતાં હતા તેઓ મુસલમાન થઈ ગયાં અને આખા અરબસ્થાનમાં ઇસ્લામનો ડંકો વાગ્યો અને પછી આખા આલમમાં તે વિજય પતાકા લહેરાવવા લાગ્યો. અને તેથીજ ખુદાએ તઆલાએ તેને ફતહે મોબીન (ખુલ્લી ફતેહ) ફરમાવેલ છે. આ સુલેહ થવાથી મુનાફીકો એટલે જાહેરમાં મુસલમાન અને અંતરમાં કાફર હઝરત ઉપર ટીકા કરી કહેવા લાગ્યા કે હઝરતનું સ્વપ્નું ખોટું પડ્યું અને તેઓ કહેતા હતા તેમ મક્કામાં દાખલ થઈ શકયા નહીં. હઝરતે જે સ્વપ્નુ જોયું હતુ તેમાં કાંઈ એમ વખત દર્શાવેલો નહતો કે આજ વર્ષે મક્કામાં દાખલ થઈશુ આ વર્ષે નહીં તો આવતા વર્ષે, અને તેમજ થયું, જેમકે બીજા વર્ષે ઓછામાં ઓછા બે હજાર મુસલમાનો મક્કામાં આવ્યા અને હજ્જ ઉમરો બજાવી લાવ્યા અને કરાર પ્રમાણે ત્રણ દીવસ સુધી રહી ચાલ્યા ગયા! હઝરતનું સ્વપ્નું સાચું પડ્યા બાબદ ખુદાએ તઆલાએ એ આયત નાઝીલ

ફરમાવો કે જેનો તરજુમો એછે કે "અલ્લાહ તઆલાએ પોતાના રસુલને ઇનશાઅલ્લાહો તઆલા તમે નિસંશય મસજીદે હરામમાં પોતાના માથા મુંડાવતા અને વાળ કતરાવતા નિર્ભયપણે દાખલ થશો એ સ્વપ્નું સાચું કરી દેખાડયું."

---

## મીસર, રૂમ, ઇરાન અને હુબશાના બાદશાહોને ઇસ્લામ લાવવાના પત્ર.

હોદયબીયાની સુલાહ થવા પછી હજરતે રસુલે ખુદા સ૦, જે મહાન બાદશાહોના નામ સાંભળી લોકો ધ્રુજતા હતા તેઓને બેધડક ઇસ્લામ કબુલ કરવાના પત્ર લખ્યા, ખ્રીસ્તી શેહનશાહ "હરકુલ" (કૈસર) નજજાશી મીસરના બાદશાહ મકુકસને અને ઇરાનના બાદશાહ ખુસરવ પરવીઝ (કીસરા)ને ઈસ્લામ ધર્મ કબુલ કરશો તો આ લોકમાં અને પરલોકમાં માન્યને પાત્ર થશો અને નહીં તો આ લોકમાં અને

પરલોકમાં બરબાદ થઇ જશો, અને તમારી તાબેદાર પ્રજાના પાપ પણ તમારે સીર લેશો." રૂમનો શેહનશાહ હઝરતનો પત્ર વાંચી ઘણી તઅઝીમ બજાવી લાવ્યો, અને તે સમયમાં અબુસુફયાન પોતાના સાથીયો સહીત ત્યાંના વ્હેપાર માટે ગએલો હતો તેને પોતાની પાસે બોલાવી હઝરત વિશે કેટલાંક પ્રશ્ન પુછ્યા, અબુસુફયાન ઘણુંએ ઇચ્છતો હતો કે હઝરત વિશે જુઠી વાત હરકુલને કહે પણ તે કહી શકતો ન હતો. જ્યારે અબુસુફયાન તેના સઘળા પ્રશ્નનો ઉત્તર આપી રહ્યો ત્યારે શાહ "હરકુલ" બોલી ઉઠયો કે "મને એ ખબર તો હતી કે ફારકલીત (એહમદ) આવનાર છે પણ હે! અરબ નિવાસી લોકો મને એ ખબર નહોતી કે તે તમારામાંથી જાહેર થશે." પછી તે હઝરત ઉપર ઇમાન લાવ્યો, પણ પ્રજાના ભયથી તેને જાહેરમાં ખ્રીસ્તી રહેવું પડ્યું. હબશાનો

બાદશાહ નજજાશી તો પ્રથમથીજ ઇમાન લાવેલો હતો. તેણે, હજરતના પત્રને ઘણું માન આપ્યું. મીસરના બાદશાહ મકુકસે તાબેદારી કરવી જાહેર કીધી અને હજરતની તાબેદારી સ્વીકારી પણ ઇરાનના શાહ પરવીઝે હજરતનો કાગળ ફાડી નાંખ્યો, અને એકદમ ક્રોધાયમાન થઇ તેણે યમનના ગવરનરને હુકમ લખી મોકલ્યો કે આ માણસને (મોહમ્મદ સ૦ ને) પકડી એકદમ મ્હારી પાસે મોકલી દે. યમનના હાકિમે હજરતને પકડવા માટે કેટલાંક સીપાહી મોકલ્યા. હજરત આ વખતે બે ચાર અસહાબો સહીત મસજીદમાં બેઠા હતા. તે સીપાહીયો હજરતના રોઆબથી ધ્રુજતા હતા. તેઓએ પરવીઝનો હુકમ સંભળાવી કહ્યું કે અમારા ખુદાવંદને શો જવાબ આપો છો? હજરતે ફરમાવ્યું કે તેનો જવાબ કાલે મળશે. બીજે દીવસે સવારે હજરતે તેઓને ફરમાવ્યું કે " જેને તમે ખુદાવંદ કહોછો તે ખુદાવંદ નથી બલકે ખુદાવંદ એ છે

કે જેના માટે મરણ અને નાશ નથી પણ તમારો ખુદાવંદ આજ રાતરે માર્યો ગયો, મારા સાચા ખુદાવદે તેના દીકરા શેરવીયાને તેના ઉપર કબજો આપ્યો તેથી તે આજ રાતે તેના હાથથી કતલ થયો અને એજ મ્હારો જવાબ છે.” હઝરતના આ ચમત્કારથી યમનનો હાકિમ અને બીજા ઘણાં લોકો તે હઝરત ઉપર ઈમાન લાવ્યા કેમકે પરવીઝ પોતાના દીકરાના હાથથી માર્યો ગયો હતો. હઝરતનો કાગળ ફાડી નાંખવાના સમાચાર મળતાંજ હઝરતે ફરમાવ્યું હતું કે “હે! અલ્લાહ! જેવી રીતે તેણે મ્હારો પત્ર ફાડી નાંખ્યો છે તેવી રીતે તું તેના પણ ચુરેચુરા કરી નાંખ.” અને થયું પણ તેમજ તેની હજારો વરસોથી જામેલી બાદશાહત કેટલાંક આરબ મુસલમાનોએ જીતી લીધી અને ત્યાં મુસલમાનોની સત્તા સ્થાપાઇ, અને એવીજ રીતે મીસર અને રૂમમાં પણ ઇસ્લામી વિજયપતાકા ફરકવા

લાગ્યો અને આલહમ્દોલિલ્લાહ અત્યારસુધી તે સઘળી સલ્તનતો વિજયી મુસલમાનોનાજ હાથમાં છે.

અને હજરતની એ ભવિષ્ય વાણી સાચી પડી કે આપે ફરમાવ્યું હતું કે "જ્યારે કયસર હલાક થશે ત્યારે બીજો કોઈ કયસર થશે નહીં અને જ્યારે કિસરા હલાક થશે ત્યારે બીજો કોઈ કિસરા થશે નહીં."

---

## ફતહે ખયબર.

હી૦ સ૦ ૮.

---

ખયબરના યહુદીયો એજ લોકો હતાં કે જેઓને મદીનાની બહાર કાઢી મુકવામાં આવ્યા હતા, અને જેઓ મક્કાના કાફરોને ઉશ્કેરીને જંગે ખંદકમાં મુસલમાનો સાથે લડવા લાવ્યા હતા અને પોતે પણ લઢીને ખ્વાર થયા હતા તેઓના મનમાંથી હજુ સુધી મુસલમાનોની

અદાવત નાશ પામી હતી નહીં. તેઓ પોતાના મોહટા મોહટા કીલ્લાઓ ઉપર ગર્વ કરતા અને મુસલમાનોને તુચ્છ ગણતા. તેજ વર્ષે તેઓએ મદીના ઉપર ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો, જેના સમાચાર હઝરતને પહોંચ્યા. હઝરતે મદદ-ભારત લશ્કર સાથે જઇ તેઓને હરાવી દીધાં. જે કીલ્લાઓ ઉપર તેઓ ગર્વ કરતા હતા તે સઘળાં કીલ્લાઓ હઝરતે અલીકરમે જોત જોતામાં જીતી લીધાં, જે કીલ્લાઓ ઉપર તેઓના અભિમાનનો આધાર હતો તે શરણ થયાં ત્યારે તેઓએ મુસલમનોની ઇચ્છા પ્રમાણે કેટલીક શરતો કરી સુલાહ કરી લીધી, આ ખયબરના ફતેહ પછી મુસલમાનો આસૂદા અને યહુદી જેવા દુશ્મનોથી પણ મુક્ત થયાં, ખયબરના ફતેહ પછી અહલેતીયા અને અહલે ફિદકે પણ મુસલમાનોની તાબેદારી કબુલ કીધી અને તેથી ઇસ્લામીયોને કેટલેક અંશે ચૈન અને આસુદગી મળી.



# જંગે મૂતાહ.



જમાદીઉલ અવ્વલ હી૦ ૮

શામ (સીરીયા) ની આસપાસમાં એક મૂતા નામનો કસ્બો છે, આ લડાઈ સળગવાનું કારણ એ હતું કે હઝરતે રસુલે ખુદા સ૦ બસરાના હાકિમ (ગવર્નર) તરફ પોતાનો એક ખેપીયો મોકલ્યો, જ્યારે ખેપીયો મુતામાં પહોંચ્યો ત્યારે મુતા શેહરના ખ્રીસ્તી હાકીમ "શારજીલે" તેને મારી નાંખ્યો, તે હાકિમની ધાર્મીક અને વ્યવહારિક નિયમો વિરૂદ્ધ વર્તણુક જોઈ હઝરતે રસુલે ખુદા સ૦ ઝયદબિન હારિસની સરદારી નીચે ત્રણ હજાર માણસનું લશ્કર મોકલ્યું. બન્ને પક્ષ વચ્ચે મહા મોહટું યુધ્ધ થયું. આ યુદ્ધમાં મુસલમાનોના અલમ બરદાર ઝયદબિન હારિસ, જઅફર બિન તૈયાર અને અબદુલ્લાહ બિન રવાહા શહીદ થયા. પણ આખરે મુસલમાનો વિજય પામ્યા.

આ લડાઇમાં જે ખ્રીસ્તીયો તે નવાહમાં રહેતા હતા તેઓ સઘળાંઓએ ભાગ લીધો હતો. અને હિરકિલ (કોન્સ્ટેન્ટીનોપલનો શેહન-શાહ)નું લશ્કર જે તેજ દીવસમાં ઇરાન ફતેહ કરી ચુકયું હતું તે પણ શામીલ હતું.

---

## ફતેહે મક્કાનું વર્ણન.

હી૦ સ૦ ૮.

---

હોદૈબીયાની સલાહની બીજી શરત એ હતી કે કુરૈશીયો મુસલમાનોના પક્ષકારો અને મુસલ-માનો કુરૈશીયોના તરફદારો સાથે લઢે વઢે નહીં. બની ખઝાઆ હઝરતે રસુલે ખુદા સ૦ ના તરફદાર હતા અને બની બકર કુરૈશીયોના તરફદારૂ હતા, બનવાજોગ બની ખઝાઆ અને બની બકર વચ્ચે લડાઇ સળગી ઉઠી; કુરૈશીયોએ આ વખતે સુલેહ નામાની શરતનો ભંગ કર્યો અને બની બકરની કુમકે બની ખઝા-

આના વીસ માણસો મારી નાંખ્યા. હઝરતે રસુલે ખુદા સ૦ ને આ સમાચાર પહોંચ્યા અને અમરૂબિન સાલિમ ખઝાનહીએ આપના શેવામાં હાજર થઇ સર્વે અહવાલ કહો, હઝરતને કુરૈશીયોએ સુલાહ તોડવાથી ઘણી દીલગીરી થઇ અને તેઓનો વિશ્વાસ ઉઠી ગયો, તેઓએ કહ્યું કે આ કરારનો ભંગ કરનારા લોકો લાગ જોઇ આપણી સાથે પણ લડવા તૈયાર થઇ જાય એ સંભવીત છે હઝરત બની ખઝાઆની મદદ કરવા માટે તૈયાર થયા. કાફેરો આ સમાચાર સાંભળી ગભરાયા અને વળી કરારને તાજો કરવા માટે પોતાના સરદાર અબુસુફયાનને મોકલ્યો જે એમને એમ પાછો આવ્યો હવે હઝરત નવો કરાર કરી તેઓ ઉપર વિશ્વાસ રાખી શકતા ન હતા. તેમજ હઝરતને બની ખઝાઆની મદદ કરવી અવશ્ય હતી. હઝરત દસહજાર શુરવીરોનું મહા ભારત લશ્કર લઇ મક્કએ મોઅઝ્ઝમાની તરફ રવાના થયા અને મક્કમા

દાખલ થયાં. જો આવા વિજયના માંગળીક સમયે કોઇ બીજો બાદશાહ હોત તો પોતાના શત્રુઓ ઉપર—(શત્રુઓ પણ કેવા કે જેઓએ અનેક અસહ્ય સંકટો આપ્યા હોય અને પળવાર પણ ઝંપીને બેસવા દીધાં ન હોય!) ગધેડાઓનો હળ ફેરવત આખા શેહરને લુંટત અને કત્લે આમ ચલાવત પણ આપ સાચા નબી હતા તેથી શેહરમાં દાખલ થતાંજ નીચે પ્રમાણે ઢંઢેરો પીટાવ્યો. ૧—જે માણુસ કઅબાહમાં દાખલ થઇ જાય તેને **અમાન**[1] છે ૨—જે માણુસ અબુ-સુફયાનના ઘરમાં દાખલ થાય તેને અમાન છે ૩—જે માણુસ પોતાનો દરવાજો બંધ કરી લે તેને અમાન છે. ૪—જે માણુસ પોતાના હથિયાર મુકી દે તેને અમાન છે, અને તેઓએ પોતાના લશ્કરમાં કહી દીધું કે જ્યાં સુધી તમારી સાથે કોઇ લડવાની પહેલ નકરે ત્યાં સુધી તમારે લડવું

---

૧—સહી સલામતી.

નહીં. જેમકે કેટલાંક કાફેરોએ મુકાબલો કર્યો હતો તેઓને મુસલમાનોએ હરાવી દીધાં હતા. ઇસ્લામનો સંપુર્ણ વિજય થઇ ગયો. અને અલ્લાહ તઆલાનું એ વચન પુરૂં થયું કે "અલ્લાહે ત્હારા ઉપર કુરઆન પહોચાડવું ફરજ કર્યું છે તે એ વચન પણ જરૂર જરૂર પુરૂ કર્યા વિના રહેશે નહીં કે એજ મક્કામાં કે જ્યાંથી કાફેરોએ તને એવાં એવાં સંકટો આપીને કાઢયો છે ત્યાંજ પાછો તું શાનો શવકતથી રહીશ." જ્યારે હઝરત મક્કામાં દાખલ થયાં ત્યારે કાફેરોના મનમાં એમ આવ્યું કે હવે આપણા ભોગ મળશે, આપણે હઝરત ઉપર જે જે જુલ્મો અને સીતમો કીધાં છે અને તેઓને જે જે દુઃખો અને સંકટો આપ્યા છે તેનો અને તેઓના અસ્હાબોને તેર વર્ષ સુધી જે અસહ્ય આફતોમાં નાંખ્યા છે તેનો બદલો લીધા વિના રહેશે નહીં. હમણાં હાલ આપણા ચુરેચુરા કરવામાં આવશે. પણ વાહ ! વાહ !

તે ક્ષમાવાન મહાન પયગમ્બરે તેઓની બુરાઇ-નો બદલો બુરાઇથી ન લેતાં અને જુલમના બદલામાં જુલમ ન કરતાં સરવે જણાઓને તેઓની અજ્ઞાનતાના કૃત્યો માફ કરી દીધાં અને સર્વેને અમનમાં રાખ્યા, અને પોતે તેર વર્ષ સુધી જે જે સંકટો અને મુસીબતો વેઠી હતી તેને મનમાંથી ભુલાવી દીધી અને એવો વિવેક અને સદ્‌ગુણ દેખાડયો કે અંબીયાઓ શીવાય કોઇ પણ માણુસ તેવો વિવેક અને સદ્‌ગુણ દેખાડી શકતો નથી.

પોતે હઝરત યુસુફ અ૦ની જેમ બાદશાહ-તના તખ્ત ઉપર બિરાજ્યા, તેવારે તેઓના તમામ શત્રુ હારબંધ હાથ જોડી હઝરતની આસપાસ ઉભા રહ્યા અને તેઓ મનમાં કહેવા લાગ્યા કે બસ હમણાં હાલ આપણુને કતલ કરવાનો હ-ઝરત હુકમ આપશે, આ દુન્યામાં આપણે બે ચાર ઘડીના મેહમાન છીયે. આપણે આપણી કરણીનું ફળ પામીશું હવે મુક્તીની આશા

રાખવી વ્યર્થ છે. આ પ્રમાણે તેઓ નિરાશ થએલા મન સાથે વાદ કરી રહ્યા હતા તેવા-માં હજરતે તે જુલ્મ ગુજારનારાઓ હારી ગ-એલા શત્રુઓને પુછ્યું કે "હે ! લોકો તમે મ્હારાથી કેવી આશા રાખો છો? અને હવે મ્હારે તમારી કરણી એટલે જુલ્-મની શું શીક્ષા કરવી જોઇયે ? " આ પ્રશ્ન સાંભળી સરવે જાલીમોએ એકમતે કહ્યું કે અમે અમારા જુલ્મ અને સીતમના કારણ-થી ખરેખર કતલ કરવા યોગ્ય અને અમારૂં નામ નીશાન મટાડવા યોગ્ય છીએ, પણ આપ અમારા મોહટા ઉદાર અને દયાવાન ભાઇ છો તેથી અમે બખશીશ અને માફીની આશા રાખીયે છીયે. ઇતિહાસ કર્તા તિબ્રી કહેછે કે જ્યારે આપે આ વાત સાંભળી ત્યારે હઝર-તનું અંતઃકરણ દયાથી ભરાઇ ગયું આપ ર-ડવા લાગ્યા અને ફરમાવ્યું કે હે ! લોકો ! જેવી રીતે હજરતે યુસફ અ૦ પોતાના બંધુ-

ઓ સાથે વરત્યા હતા તેવી રીતે હું તમારી સાથે વરતીશ. આજે હું તમને કાઇ શિક્ષા કરતો નથી અલ્લાહ તમને માફ કરે, જાઓ મેં તમને મુકત કર્યા. વાંચક ! આ વખતનો દેખાવ એવો હતો કે જોનારો અને પયગમ્બરના માફી આપવાના શબ્દો સાંભળનારો રડયા વિના રહે નહીં. સરવે પકડાએલાઓનાં દિલ ભરાઇ આવ્યાં આંખોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં, અખલાકે મોહમ્મદી ( મોહમ્મદ સ૦ ની સભ્યતા તથા વિવેક આદી સદગુણો ) ઉપર સરવે લોકો સોજાનથી ફિદા થવા લાગ્યાં, સર્વે કાફરો પોતાની મેળે કુફ્રની જનોઇ તોડી એકદમ **અશહદો અન લાએલાહ ઇલ્લલ્લાહ વઅશહદો અન્ન મોહમ્મદર રસુલુલ્લાહ** બોલી ઉઠયા. આ મોહમ્મદી અખલાકનો એવો પ્રકાશ પડયો કે પ્રથમ મક્કાના સરવે લોકો પછી આખા અરબસ્થાનના લોકો થોકે થોક આવી સત્ય ઇસ્લામ કબુલ કરવા

લાગ્યા હઝરતઆલાએ આપેલા વાયદા પુરા થયા, સત્યનો જય થયો અને પાપ—જુઠનો ક્ષય થયો.

હવે ખુદાએ તઆલાના પવિત્ર ઘર કાઅબાને મુર્તિયોથી સ્વચ્છ કરવાનો વખત આવી પહોંચ્યો. કઅબાની આસપાસ જે મોહટી મોહટી જુદી જુદી ધાતુઓની બનાવેલી ૩૬૦ મુર્તિયો હતી તે હઝરતના ઇશારાથી ધડાધડ ઉંધે મોઢે ભોંય પડી ગઇ અને જ્યાં **લાત**[1] અને **મનાત**[2]ના નામો પોકારવામાં આવતાં હતાં ત્યાં **અલ્લાહો અકબર અલ્લાહો અકબર**[3]ની ગર્જનાઓના પડધા પડવા લાગ્યા.

---

## જંગે હોનેન.

હીં૦ ૮ માસ શાવ્વાલ.

---

મક્કા ફતેહ કર્યા પછી આ લડાઇ તાએફ

---

૧—૨—મુર્તિનું નામ છે.

૩—અલ્લાહ મહાન છે.

ની આસપાસમાં આવેલી **હોનૈન** નામની જગ્યાએ થઇ હતી. ત્યાં કેટલાંક જંગલી કબીલાઓ, બની હવાઝનની કોમ અને બીજાં કેટલાંક, મુસલમાનો સાથે યુદ્ધ કરવા માટે તૈયાર થઇ રહ્યા હતા. જ્યારે હઝરતને તેઓની તૈયારી ના સમાચાર પહોંચ્યા ત્યારે બાર હજાર માણસોનું શુરવીર લશ્કર લઇ ત્યાં ગયાં આ લડાઇમાં મુસલમાનો ઘણાં સંખ્યા બંધ હતા તેથી તેઓમાંના કેટલાંકને એવો ગર્વ ભર્યો ખયાલ આવ્યો કે આપણી ઓછી સંખ્યા દુશ્મનોની વધારે અને મોહટી સંખ્યા ઉપર વિજય પામેછે માટે આ વખતે પણ જરૂર વિજય પામીશું. તેઓનો આવો ગર્વ ભર્યો વિચાર ખુદા ઉપરના તવક્કલ ( વિશ્વાસ ) વિરૂદ્ધ હતો તેથી તે ખુદાને પસંદ આવ્યો નહીં. જેમકે મુસલમાનો પ્રથમ મૈદાનમાં દ્રઢ રહી શકયા નહીં અને હઝરતને એકલા મુકી નાશી ગયા. માત્ર ગણત્રીનાં ખાસ માણસો હઝરત પાસે રહ્યા. આ લડાઇમાં

ઝરત પોતે એકલા દુશ્મનો સામે આગળ વ-
ધતા હતા અને ફરમાવતા હતા "હું સાચો
નબી છું તેમાં કાંઇ જુઠ નથી હું અબ્દુલ્લા-
હનો દીકરો છું પીઠ દેખાડનારો નથી." આ-
ખરે હઝરતે અબ્બાસ કે જેઓનો અવાજ
ઘણોજ મોહટો ગર્જના સમાન હતો તેઓએ
મુસલમાનોને ઘાંટા પાડી બોલાવ્યા "કે હઝરત
મોહમ્મદ સ૦ ઉભા છે તમે કયાં નાશી જાઓ
છો? તેઓના ઘાંટાથી સર્વે મુસલમાનો પાછા
વળ્યા! અને એવો સખત હુમલો કર્યો કે દુશ્મનો
ખુલ્લી રીતે મોહટી હાર પામ્યા અને
નાશી ગયા.

---

## ગઝવએ તાએફ.

હી૦ ૮

---

હોનૈનની લડાઇથી પરવારી હઝરતે રસુલે
ખુદા સ૦ તાએફની તરફ કુચ કરવાનો હુકમ

આપ્યો. કેમકે બની સકીફની કોમ તાએફના કીલ્લાઓમાં ભરાઈ બેશી મહાભારત યુદ્ધની સામગ્રી તૈયાર કરી રહી હતી. હઝરતે તે કીલ્લાઓનો ઘેરો ઘાલ્યો, આખરે હઝરતે રસુલે ખુદા સ૦ વિજય પામ્યા અને તાએફવાશી મુસલમાન થઈ ગયા. તે વખતે તે લોકોએ તે હઝરત આગળ દરખાસ્ત કરી કે "અમારી મોહટી મુર્તી લાત તોડવામાં આવે નહી અને અમોને નમાઝ માફ કરવામાં આવે" હઝરતે તેઓની આ બન્ને દરખાસ્તો નામંજુર કીધી અને ફરમાવ્યું કે **"જે દીન—ધર્મમાં નમાજ નથી તેમાં કાંઇ ખૈર—ખુબી નથી."**

ત્યારબાદ લોકો થોકે થોક હઝરતની શેવામાં હાજર થઈ મુસલમાન થવા લાગ્યા અને ખુદાએ પોતાના નબીને કુરઆનમાં આપેલો વાયદો—વચન પુરો થયો જેમકે ખુદા ફરમાવે છે. "જ્યારે અલ્લાહ તઆલાની નુસરત—મદદનો વાયદો પુરો થઈ ચુક્યો અને મક્કા ફતેહ

થઇ ચુકયું અને અલ્લાહના વાયદા પ્રમાણે લોકાનાં ટાળેટાળાં ઘણાં ઝોરશોરથી ઈસ્લામ-માં દાખલ થવા શરૂ થઇ ગયા તે ત્હારી આંખોવડે જોઇ લીધું તો હવે પોતાના રબની તકદીસ (પવિત્રતા) અને તહમીદ—સ્તુતિ બયાન (વર્ણન) કર અને તેનાથી પો-તાની ઉમ્મતના ગુનાહ બક્ષાવ. ખરેખર નિશં-શય તે તોબા—પશ્ચાતાપ કબુલ કરનારો—સ્વિકારનારો છે.

---

## મોસયલમએ કઝ્ઝાબ.

---

આ નામના માણસે નબુવ્વતનો જુઠો દાવો કર્યો હતો. હી૦ સ૦ ૯ માં તે માણસ યમામા દેશમાંથી બની હનીફાના ટોળા સાથે મદીનામાં આવ્યો. તેના સર્વે સાથી મુસલમાન થઇ ગયા પણ તેણે જ્યાં ઉતર્યો હતો ત્યાંથી હઝરતે રસુલે ખુદા સ૦ ને સંદેશો મોકલ્યો કે

અગર આપ મને આપના જાનશીન (પાછળ ગાદીએ બેસનાર) અથવા પ્રતિનિધી બનાવો તો હું આપનો તાબેદાર થઇ શકુશું બલકે મ્હારૂં સઘળું ટોળું પણ આપની સાથે થઇ જશે અને આપને મોહટી મદદ મળશે. જ્યારે તે હઝરતની પાસે આ સંદેશો પહોંચ્યો ત્યારે આપના હાથમાં ખજુરનો એક ઠળીયો હતો, તેથી તેઓએ ફરમાવ્યું જો તું મ્હારી પાસે ખજુરનો ઠળીયોએ માંગે તો તે પણ હું આપીશ નહીં અને ખુદાએ તઆલાએ ત્હારા માટે જે કાંઇ ઠરાવ્યું છે તે કદી મીથ્યા થનાર નથી અને અગર તું નહીં માને તો ખુદાએ તઆલા જરૂર તને હલાક કરશે. હઝરતની વફાત બાઅદ તેની સાથે એક લાખ માણુસ જેવી સંખ્યા થઇ ગઇ કે તેવી સંખ્યા હઝરતની સાથે વીસ વર્ષમાં પણ થઇ નહતી, પણ સત્ય હમેશાં તરે છે તે પ્રમાણે પહેલા ખલીફાના ઝમાનામાં તે અને

તેના સાથી ઘણીજ બુરાઇથી માર્યા ગયા અને કતલ થયા, અને હઝરતે દીધેલો શ્રાપ સત્ય પડયો.

લખે છે કે આ મોસયલમએ કઝ્ઝાબ પોતાને હઝરતે રસુલે ખુદા સ૦ની પયગમબરીમાં ભાગીયો ગણતો હતો અને લોકોને પણ એવોજ ઉપદેશ આપતો હતો, તેણે હઝરતે રસુલે ખુદા સ૦ ને એક પત્ર પાઠવ્યો હતો જેની શરૂઆત એવી હતી કે "ખુદાના પયગમ્બર મુસયલમા તરફથી ખુદના પયગમ્બર મોહમ્મદ (સ૦) ને; હવે અર્ધી પૃથ્વિ મ્હારી અને અર્ધી ત્હારી થવા દો." હઝરતે તેના આ પત્રનો ઉત્તર આપ્યો જેની શરૂઆત એ હતી કે "ખુદાના પયગમ્બર મોહમ્મદ (સ૦) તરફથી જુઠા મોસયલમાને; પૃથ્વિ ખુદાની છે, તે પોતાના બંદા (સેવક)માંના જેને ચાહે છે તેને તે આપે છે, અને જેઓ તેનાથી ભય પામેછે તેઓનું પરાણામ સારૂં આવશે." પછી હઝ-

રતે તેને કતલ કરવા માટે ખાલિદ બિનવલીદ ની સરદારી હેઠળ લશ્કર મોકલ્યું, પણ ફતેહ અને વિજયની આગમચ હઝરત વફાત પામ્યા. ખાલિદ ફતેહ પામ્યો અને તેને અને તેના સાથીયોને કતલ કરી નાંખ્યા. તેના સાથીયો-માંથી જેઓ માર્યા ગયા નહતા તેઓ સત્યનો જય જોઇ પાછા મુસલમાન થઈ ગયા.

---

## જંગે તબુક.

---

હી૦ ૯

હઝરતે લડેલી લડાઇયોમાં આ છેલ્લી લ-ડાઇ હતી. તે વખતમાં એવી અફવા ચાલી હતી કે હઝરતે રસુલે ખુદા સ૦ વફાત પામ્યા અને અરબસ્થાનમાં ભારે દુકાળ પડયો. આ ઉપર-થી આવા સંજોગો વચ્ચે રૂમવાળાઓને અરબસ્થાન જીતી લેવાનો લોભ થયો. હઝરતે રસુલે ખુદા સ૦ એવા જોરાવર દુશ્મનને આ-

સ્થાન તરફ આવવા દેવા જેટલો વખત આપવો યોગ્ય ન ધારતાં તેને અટકાવવા તેની સામે જઇ લડવા યોગ્ય ધાર્યું. જેમકે તે હઝરત કાંઇ પણ રણસંગ્રામની સામગ્રી વિના તબુકના મેદાનમાં જઈ પહોંચ્યા અને ત્યાં પડાવ નાંખ્યો. રૂમના જાસુસોએ જ્યારે સાદા પણ પુરજલાલ પયગમ્બરને જોયા ત્યારે તેઓના મન ઉપર ઇસ્લામી લશ્કરની અનહદ ધાક પડી અને ત્રાહ ત્રાહ પુકારતાં કયસરના દરબારમાં જઇ ઇસ્લામીયો જીતી નહીં શકાશે એવી ખબર કહી. તેથી કયસરે પોતાનો વિચાર માંડી વાળ્યો અને કોઇને પણ લડવા માટે મોકલ્યો નહીં. હઝરત તરતજ ત્યાંથી મદીના તરફ સહીસલામત પાછા આવ્યા. આ લડાંઇને જંગે ઉસ્રત ( સખ્તીની લડાઇ ) પણ કહે છે, આ લડાઇ એ મુસલમાનોની પરિક્ષા હતી, કારણકે લાંબી સફર સખત ગરમીની મોસમ હતી

ઉપરાંત વિકટ રસ્તાના અનેક સંકટો સામે ધૈર્યતાથી ટક્કર ઝીલવાની હતી.

---

## મસજીદે ઝરાર.

હી. ૯.

---

મદીનાના અનસારો (મદદ કરનારાઓ) માં ખઝરજ નામનો એક કબીલો હતો, તે કબીલામાં એક મહા મોહટો ફસાદી અને દીન ઇસ્લામનો કટ્ટો શત્રુ અબુ આંમેર નામનો રાહિબ હતો, તે અબુ આમેરે બાઈબલનો સારો અભ્યાસ કર્યો હતો અને તે ખ્રીસ્તી થઇ ગયો હતો. હઝરતે રસુલે ખુદા સ૦ મદીનામાં બિરાજ્યા તે આગમચ તે મદીનાના રહેવાશીયોને અને પોતાની કોમને હઝરતે રસુલેખુદા સ૦ રસુલ તરીકે જાહેર થવાની ખુશખબરી સંભળાવ્યા કરતો હતો, અને તે તેની કોમમાં ઘણો માનવંતો ગણાતો હતો, પણ હઝરતે રસુલે ખુદા સ૦ ના મદીના-

માં આવ્યા બાઅદ અનસારો હજરતની શેવામાં જવા લાગ્યા અને તેથી તેની ઇજ્જતમાં ફેર પડયો; તેના મનમાં ઇર્ષા અગ્ની સળગી ઉઠી. તે હજરતનો કટ્ટો શત્રુ બની ગયો. જંગે બદરની બાઅદ તે મદીનાની બહાર નાશી ગયો અને મક્કના લોકોને ઉશ્કેરીને વળી પાછો હજરત સાથે લડવા ઓહદ નામની જગ્યાએ લાવ્યો, તે લશ્કરમાં જેણે સર્વેથી પહેલાં મુસલમાનો ઉપર તીર છોડયું હતું તે તે હતો, પછી હજરતનો દરેક લડાઇમાં વિજ્ય જોઇ તે રૂમ તરફ નાશી ગયો. અને ત્યાં પણ રૂમના રહેવાશીયોને મુસલમાનો વિરૂદ્ધ ઉશ્કેરવા લાગ્યો. જ્યારે ત્યાં તેનો ફરેબ અને મકર ચાલ્યો નહીં ત્યારે તેને મદીને આવવાનું મન થયું: તે મદીનાના મુનાફીકો સાથે લાગવગ રાખતો હતો. અને હજરત વિરૂદ્ધ તજવીજો કરવામાં તે મુનાફીકોની મદદ કરતો હતો. તેણે મદીનાના મુનાફિકોને કહેરાવ્યું કે મ્હારા માટે એક મસજીદ બનાવો જેમાં હું

વાએઝ કહીશ અને આપણે જાહેરમાં મુસલમાન બની રહીશું અને છાનામાના અંદરખાને ઇસ્લામની જડ કાપવાના પ્રયત્નો કરીશું. મદીનાના મુનાફીકો તેનો હુકમ બજાવી લાવ્યા, અને મસજીદે કબાની પાસે તેના કહેવા પ્રમાણે મસજીદ બનાવી. મુનાફીકોએ તે હઝરતને વિનંતી કીધી કે તબર્રૂક માટે પહેલાં એક વખત આપ તેમાં નમાઝ પઢાવો. તે હઝરત તેઓની બદજાતી અને લુચ્ચાઇ ઠગાઈ વિશે કાંઇ જાણતા ન હતા. આપે ફરમાવ્યું જયારે હું તુબુકની લડાઇથી પાછો આવીશ ત્યારે જોઈ લઇશ. તબુકની લડાઇથી જયારે આપ પાછા આવ્યા ત્યારે ખુદાએ તઆલાએ પોતાના પયગમ્બરને તેઓની લુચ્ચાઇ ઠગાઈની ખબર આપી અને તે મસજીદનું નામ "મસજીદે ઝેરાર" રાખ્યું. તે હઝરતે ખુદાના હુકમ પ્રમાણે તે મસજીદને ખોદી નંખાવી બાળી નાંખી તેનું વર્ણન કુરઆને શરીફમાં સૂરએ તૌબામાં આયત ૧૦૭-૧૧૦ માં મવજુદ છે.

---

# મુશરીકો સબંધી છેલ્લો ફેસલો.

---

જ્યારે હઝરત રસુલે ખુદા સ૦ જંગે તબુક ઉપર ગયા ત્યારે ઘણી કોમોએ હઝરત સાથેના કરાર તોડી નાંખ્યા, અને મુસલમાનોને ઇજા આપવા તૈયાર થયા. જ્યારે હઝરત જંગે તબુક ઉપરથી પાછા આવ્યા ત્યારે તેઓ ઉપર "સુરએ તૌબા" નાઝેલ થયો જેમાં આરબ મુશરીકો સબંધી છેલ્લો ચુકાદો છે. તેમાં જે આયતો સંભળાવવાની નાઝીલ થઈ હતી તે સંભળાવવા માટે પ્રથમ હઝરત અબુબકર રઝી૦ ને મોકલ્યા પણ અલ્લાહનો હુકમ થવાથી પછીથી હઝરતે અલી ક૦ ને પોતાની ખાસ સાંઢણી ઉપર અસ્વાર કરી રવાના કર્યા, હઝરતે અલી ક૦ ત્યાં જઈ એક ઉંચી જગ્યાએ ઉભા રહીને સુરએ તૌબાની આયતો સંભળાવી અને તેની મુનાદી ફેરવી દીધી. કાફેરો વારંવાર કરાર

તોડી નાંખતા હતા તેથી તેનો બંદોબસ્ત કરવો જરૂરી હતો પણ ખુદાએ તઆલાના હુકમથી તેઓ વિશે છેલ્લો ચુકાદો આવી ગયો. અને તે નીચે પ્રમાણે છે—

૧—હવે પછી મુસલમાનો મુશરીકો સાથે સુલાહ રાખશે નહીં. જે લોકો સાથે કરાર કરવામાં આવ્યો છે, તેઓ સાથેનો કરાર પુરો કરવામાં આવશે, અને જે લોકો સાથે કોઇ કરાર નથી તેઓને ચાર માસની મોહલત આપવામાં આવે છે, ત્યાર બાદ જોઇયે તો લઢવા તૈયાર થાય અથવા, દેશ છોડી ચાલ્યા જાએ, અથવા ઇસ્લામ-ધર્મ કબુલ કરે. ૨—જે મુશરીક કુરઆને શરીફ સાંભળવા ચાહે તેને અલ્લાહની વાણી સાંભળવા માટે અમન (સલામતી) આપવામાં આવશે ૩—કોઇ મુશરીક ખાનએ કઅબાનો હજ કરે નહીં અને જાહેલીયતના રીવાજ પ્રમાણે કોઇ

નવસ્ત્રા થઈ તવાફ[1] કરે નહીં ૪-ઇમાનદાર શીવાય બીજું કોઇ જન્નત-સ્વર્ગમાં દાખલ થઇ શકતું નથી. આ મુનાદી જાહેરમાં તો સખત લાગે છે પણ કાફેરોની વારંવારની લુચ્ચાઇયો તેઓના વારંવાર કરારનામા તોડી નાંખવા અને મુસલમાનોને વારંવાર ઇજા આપવા માટે તત્પર રહેવા સાથે સરખાવતાં આ છેલ્લો ચુકાદો ઘણોજ ન્યાય ભર્યો છે.

---

## ખ્રીસ્તીયો સાથેનો મુબાહેલો.

### હી૦ ૧૦.

મદીનાની દક્ષીણ દીશામાં આવેલા નજરાન નામના ગામમાં હઝરતે પયગમ્બર સલ૦ ના સમયમાં ઘણાં ખ્રીસ્તીઓ રહેતા હતા, તેઓ

---

૧-અરબસ્તાનમાં જાહેલીયત ( અજ્ઞાનતા ) ના સમયમાં એવો ધારો હતો કે મુશરીકો પવિત્ર કાબાની આસપાસ નવસ્ત્રા થઈ (જરા પણ લુગડું ન રાખતા) તવાફ (ફેરા) કરતા હતા.

હઝરતે રસુલે ખુદા સ૦ સાથે ધર્મવાદ કરવા માટે મદીનામાં આવ્યા. જ્યારે ખ્રીસ્તીયો હઝરત સાથે વાદ કરવામાં હારપામ્યા અને કાંઇ જવાબ આપી શકયા નહીં ત્યારે ખુદાએ તઆલાએ પોતાના પ્રિય નબીને મુબાહલો કરવાનો હુકમ આપ્યો "કે જ્યારે તેઓ અકલી અને નકલી દલીલોથી માનતા નથી ત્યારે તેઓને આકાશી ચુકાદા તરફ બોલાવ; અને તે એવી રીતે કે એક તરફ તમે તમારા દીકરા દીકરીયો અને બીજી તરફ તેઓ તેઓના બેટા બેટીયો એક બીજાના મુકાબલામાં એકઠાં થાય અને દરેક પાર્ટી ખુદાની હજુરમાં ઘણીજ આજીજી અને રડી રડી દોઆ માંગે કે ! પાળણુ હારા પરવરદિગાર સર્વે હાકીમોના હાકીમ અને ચુકાદો આપનારાઓમાં ઉત્તમ ચુકાદો આપનાર હવે અમે ત્હારા ફેસલા ઉપર રાજી થયાં, તુંજ અમારો સાચો ફેસલાકર અમારામાંથી જે ટોળું જુઠું હોય અને હક (સત્ય) રસ્તાને છોડી બાતીલ

(જુઠ) રસ્તાને કબુલ કરે તેને હલકાઈનો માર માર અને તેના ઉપર ત્હારી લઅનત (ફિટકાર) નાંખ કે જેથી જુઠ અને સત્યની પીછાણ થાય.", હજરતે રસુલે ખુદા સ૦ તેઓને એ હુકમ પ્રમાણે બોલવ્યા; તેઓએ કબુલ કર્યું. સવારનાં હજરતે રસુલેખુદાસ૦ જનાબે ફાતેમા અ૦ જનાબે અલી અ૦ હજરતે ઇમામે હસન અ૦ અને હજરતે ઇમામે હુસયન અ૦ ને સાથે લઇ મુબાહલા માટે બાહેર નીકળ્યા જેઓની સાદી શાનો શવકત જોઇ ખ્રીસ્તીયો ડરી ગયાં, તેઓના મનમાં પયગમ્બર સાહેબની સત્યતા પ્રગટી નીકળી, તેઓનો મોહટો પાદરી અબુ હારેસા બિન અલકમા પોતાના ટોળાને સંબોધી કહેવા લાગ્યો કે, "હે! તમે જાણોછો? કે આ કયા ચ્હેરા આવ્યા જાય છે, અમે ખાત્રીથી કહીયે છીયે કે અગર તેઓ ખુદાએ તઆલા પાસે પર્વત ટળી જવાની દોઆ—પ્રાર્થના માંગે તો પર્વત પણ ટળી જાયં; તેઓની સાથે કદી

મુબાહલો કરતા નહી." પછી ખ્રીસ્તીયોની મુબાહલા માટે હીમ્મત ચાલી નહી તેથી તેઓ પ્રત્યેક વર્ષ નજરાનના હજાર હુલ્લા (પોશાક) આપવા કરી નજરાન તરફ રવાના થઈ ગયાં. હજરતે ફરમાવ્યું અગર તેઓ મુબાહલો કરતે તો તેઓ સઘળાં વાંદરા અને સુવ્વર બની જતે અને આ જંગલ તેઓ ઉપર અગ્નિ વરસાવતે.



## તે હજરતની વફાત.

હીજરી સન ૧૦ માં હજરતે રસુલે ખુદા સ૦ છેલ્લી હજ બજાવી લાવ્યા, અને તે હજ "હજજતુલ વિદાઅ" ના નામે ઓળખાય છે. આ હજમાં તે હજરતની સાથે લાખ માણસો કરતાં વધુ હતા. અને તે હજમાં તેઓએ લોકોને પોતાના અંતઃકાળની નજીકીની ખબર આપી હતી. પછી તેઓ મદીનામાં તશરીફ લાવ્યા. મદીનામાં આપની બીમારી વધતી ગઈ. હજરત

ત્રેસઠ વર્ષની વયે મદીના મોનવ્વરામાં આખા આલમને અંધઃકારમાંથી પ્રકાશમાં આણી વફાત–મર્ણ પામ્યા. લખે છે કે હજરતને શહીદીનો મરતબો–પદવી પણ પ્રાપ્ત થયો છે; તે એવી રીતે કે જ્યારે તેઓ ખયબરના કીલ્લાઓ ઉપર જીત પામ્યા ત્યારે કેટલાંક વખત સુધી વિશ્રામ લેવા માટે "હારિસ" નામના માણુસને ત્યાં રહ્યાં. હારિસની ઝયનબ નામની દીકરી એક બકરૂ ભુંજીને હજરતની રૂબરૂમાં લાવી. તેણીએ, પ્રથમથી હજરતને બકરાનો કયો અવયવ વધારે પસંદ છે? તે હજરતના નોકરોને પુછી રાખ્યું હતું, નોકરોએ કહ્યું હતું કે હજરતને તેનો ખભો વધારે પસંદ છે, તેથી તેણીએ તે ભાગને અને બીજા ભાગને ઝેર લગાડયું હતું. હજરતે તે આણેલા ગોસ્તમાંનો થોડોક ચાવી તરતજ થુંકી દીધો, અને હજરતની સાથેનો બશીરાબ્નિન બારા નામનો માણુસ

તેમાંથી કેટલોક ગોસ્ત ખાઇ ગયો તે વખતે હઝરતે ફરમાવ્યું કે આ બકરાંની રાને મને ખબર આપીછે કે "મ્હારામાં ઝેર મેળવ્યુંછે માટે ખાઓ નહી" હઝરતે તરતજ પેલી બાઇને બોલાવી ને પુછયું કે તેં આમાં ઝેર મેળવ્યું છે? તેણીએ કબુલ કરી કહ્યું હા મેં ઝેર મેળવ્યું છે પણ તમે મને તેની ખબર આપો અને તેથી મને તમારી નબુવતનું વધારે યકીન–ખાતરી થાય એટલા માટે મેં એ કામ કર્યું છે. હઝરતે આ વાત સાંભળી તે સ્ત્રીને છોડી દીધી. અને બશીરા બિન બરાઇયે જે થોડોક ગોસ્ત ખાધો હતો તેના અસરથી તે મર્ણ પામ્યો. જ્યારે હઝરત બીમાર થયાં ત્યારે બશીરની માતા હઝરતને જોવા માટે ગઇ. હઝરતે ફરમાવ્યું હે! બશીરની મા! ત્હારા દીકરાની સાથે મેં જે ઝેરવાળો ગોસ્ત ખાધો હતો તે મને હમેશાં પોતાનો અસર દેખાડતો રહ્યો અને હવે મ્હારી એવી

સ્થિતી છે કે તે મ્હારી ગરદનની રગને કાપી નાંખે છે. બીજે દીવસે હઝરત મસજીદમાં તશરીફ લઈ ગયા અને મીમ્બર ઉપર ચઢી જાહેર રીતે લોકોને પોતાની તદ્દન નજીક થનાર વફાતની ખબર આપી અને કેટલોક અસરકારક ઉપદેશ કરી ફરમાવ્યું કે હવે હું આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરી મ્હારા પરવરદિગાર પાસે જાઉં છું, જો મેં કોઇ પાસેથી કાંઇ ઉધાર લીધેલું હોય અથવા મેં કોઇને કાંઇ દુઃખ પહોચાડયું હોય તો તેનો બદલો કયામતના દીવસ ઉપર ન રાખતાં તે હમણાંજ મ્હારી પાસેથી લઇ લે. તરતજ એક માણસે ઉભા થઇ કહ્યું કે યા હઝરત આપે મ્હારી પાસેથી એક માણસને ત્રણ દીનાર અપાવ્યા હતા, હઝરતે તેના ત્રણ દીનાર તેને પાસે બોલાવરાવી આપી દેવરાવ્યા. પછી હઝરતે વળી એ પ્રમાણે ફરમાવ્યું. ત્યારે ત્યાં બેઠેલો ઉક્કાશા નામનો એક માણસ ઉભો થયો અને હાથ જોડી કહેવા લાગ્યો કે એક દીવસ આપની

અસ્વારી કોઇ જગ્યાએ જતી હતી ત્યારે આપે અસ્વારીને જે કોરડો માર્યો હતો તે મને વાગ્યો હતો. આપે ફરમાવવાથી મેં એ બાબત અરજ કીધી છે, હઝરતે તરતજ કોરડો મંગાવ્યો અને તેને પોતાની પીઠ ઉપર મારવાનું કહ્યું, ઉક્કાશાએ કહ્યું હઝરત! આપનો કોરડો જ્યારે મને વાગ્યો હતો ત્યારે મ્હારી પીઠ ખુલ્લી હતી માટે આપ આપના શરીર મુબારક ઉપરથી આ પહેરણ ઉતારી નાંખો, તરતજ હઝરતે પહેરણ ઉતારી નાંખ્યું અને પહેરણ રૂપી વાદળામાંથી મોહર રૂપી ચંદ્ર પ્રકાશીત થયો, તરતજ ઉક્કાશાએ તે મોહરે નબુવતને ચુમી લીધી અને હાથ જોડી વિનંતી કીધી કે હે! દીન દુન્યાના બાદશાહ, અમારા સરદાર કયામતના દીવસે શફાઅત કરી દોઝખની અગ્નીથી બચાવનાર તારનાર અને પરંપરાનું સ્વર્ગ સમુ સુખ આપનાર મુજ નાચીજ પામર પ્રાણીની શી શકતી કે આપ પાસેથી બદલો

સઉ ? મ્હારી ગરજ તો માત્ર આપની મોનં-હરે નબુવ્વતના દર્શન કરવાની હતી. ત્યારબાદ હઝરત પોતાને ઘેર ગયા અને ત્રણ દીવસ પછી આ ફાની દુન્યાને ત્યાગી લોકોની આં-ખોથી અદ્રશ્ય થઇ ગયાં. આ અમર મહાન પવિત્ર પયગમ્બરની કબર મુબારક મદીના મુ-નવ્વરામાં છે, તેઓના ફૈઝ—ઉદારતાનો નિર્મળ ઝરો આખા આલમમાં વહ્યો—વહે છે અને વહેશે જે ઝરામાંનું એક ટીપું પીનાર અમર-જીવન પ્રાપ્ત કરે છે અને કરશે.

———o———



# ૯૦ મોહમ્મદ સ૦ના અખલાક.[1]

કુરઆને શરીફમાં હકતઆલા પોતાના પ-ઈગમ્બર વિશે ફરમાવે છે કે "ઇન્નક લઅલા ખોલોકિન અઝીમ" હે ! નબી ! તું ઉંચામાં ઉંચાં અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અખલાક (વિવેકાદી સદગુણ) વાળોછે. હઝરત આયશા કહે છે કે તે હઝરતનો ખુલ્ક (વિવેક) કુરઆન હતો એટલે કુરઆને શરીફમાં જેજે સભ્યતા વીવેક આદી સદગુણો ભર્યા છે તે તે હઝરતે સંપાદન કર્યાં હતાં. ઉદારતા શુરવીરતા નમ્રતા સહન શીલતા શ્રધા આસ્થા પરહેજ તવક્કલ હયા શરમ ફસાહત બલાગત ઇત્યાદી સરવે સ-દગુણો હઝરતમાં હતા. આપમાં એકે એક સદગુણ એટલી પુર્ણતાથી ભરેલો હતો કે તેઓ વિણ બીજા કોઇને તેવો ભાગ્ય થયો નથી.

---

૧—વિવેકાદી સદગુણો.

ઉન્સ કહે છે કે મેં બરાબર દસ વરસ સુધી તે હઝરતની ચાકરી કીધી પણ તે દરમિયાન તેઓએ કદી મને "ઉફ" કરીને પણ કહ્યું નથી, અને કોઇ કામ માટે તેઓએ મને કદી ઠપકો આપ્યો નથી કે કેમ ફલાણું કામ કર્યું અને કેમ ફલાણું કામ ન કર્યું? મુસાફરી વીગેરેમાં હું જેટલું કામ તેઓનું કરતો તેથી બમણું કામ તેઓ મ્હારૂં કરતા.

તેઓ બીચારા લાચાર અને નિરાધાર મીસ્કીનો સાથે પ્રીતિભાવથી વર્તતા. કોઇ રંક માણસને નિર્ધન હોવાના કારણથી હલકો ન સમજતા. અમીર અને ફકીર રાય અને રંક ગુલામ અને માલિક સર્વેની દાવત (નોતરૂ) સ્વીકારતા. માનવંતા અને સદગ્રહસ્થોને માન આપતા, દરેક માણસ સાથે તેના મરતબા અને દરજા પ્રમાણે વર્તતા, પોતાના અસ્હાબો ઉપર પ્રીતિ રાખતા, માંદા માણસોને જોવા જતાં, દુઃખમાં આવી પડેલા માણસોને દીલાસો આપવા જતા. વહાણે

ઉપર જઈ જેઓ ભેટ અર્પણ કરતા તેને સ્વીકારતા અને તેના જેટલો અથવા તેથી વધારે બદલો વાળતા, જેને મળતાં તેની સાથે મુસાફેહા (હસ્તમેળાપ) કરતા; ખાનપાનની અથવા સુવા બેસવાની કામની કોઇ પણ વસ્તુમાં ખોડ ખાપણ ન કાઢતાં, જો કોઇ પથારી આપતો તો તે ઉપર સુઇ રહેતા અને ન આપતો તો ભોંય ઉપર આરામ કરતા.

જ્યારે કાફેરોએ તેઓને સખતમાં સખત મુસીબતો પહોંચાડી ત્યારે અસ્હાબોએ અરજ કીધી કે યા હઝરત તેઓના હકમાં બદ દોઆ (શ્રાપ) કરો. તેના જવાબમાં આપે ફરમાવ્યું "હું લોકોના હકમાં બદ દોઆ કરવા માટે મોકલવામાં આવ્યો નથી, હું તો માત્ર રહમત (કૃપા) માટે મોકલવામાં આવ્યો છું."

એક દીવાની સ્ત્રી હઝરતની શેવામાં હાજર થઈ કહેવા લાગી કે યા હઝરત મ્હારૂં ફલાણું કામ કરી આપો, હઝરતે કહ્યું ભલે બોલ ત્હારૂં

શું કામ છે! હે! ફલાણાની મા મ્હારી સાથે ચાલ ત્હારા મનમાં આવે તે કામ બતાવ કે હું કરી આપું.

હઝરતે રસુલે ખુદા સ૦ કદી નિર્લજતા ભરી વાણી ન બોલતા કોઈને ગાળો નદેતા. જ્યારે ઘણા ક્રોધાયમાન થતા ત્યારે બસ એટલુ કહેતાં કે આ માણસને શું થયું છે? તેના માથામાં ધુળ પડે બજારમાં બજારના માણસોની જેમ ઘાંટા પાડી ન બોલતા, બદીના બદલે બદી ન કરતાં, પણ જ્યારે કોઇ માણસ અલ્લાહે બાંધેલી હદ બહાર નીકળી જતો ત્યારે તેઓના ગુસ્સાનો કાંઇ પાર ન રહેતો, તેઓએ પોતાના હાથ વડે કોઈને માર માર્યો નથી ન પોતાના માણસને ન બીજા કોઇને ન પોતાની બીબીને ન કોઇ નોકરને; અલબત્તા અલ્લાહની રાહમાં જેહાદ કર્યો છે.

દરેક બાબતમાં નમ્રતાથી કામ લેતા, ખાતી પીતી વખતે ફકીરોની જેમ બેસતાં પીઠ ઉપર

તકીયે। બકીયો લગાડીને ખાતા નહીં, ખાતી વખતે ફરમાવતા કે હું બંદો (શેવક) છું અને બંદાની જેમ ખાઉછું ખાણામાં કદી ખોડખામી કાઢતા નહીં પસંદ ન આવતું તે ઉપાડી લેવ-રાવતા, દુધ મીઠી વસ્તુ અને ગોસ્તને પસંદ કરતા, "બિસ્મિલ્લાહ" બોલીને ખાતા અને દરેક કામનો "બિસ્મીલ્લાહ" બોલી આરંભ કરતા. દરેક કામ જમણા હાથે કરવાનું પસંદ કરતા પણ ઇસ્તન્જો અને નાક સાફ કરતી વખતે ડાબો હાથ વાપરતા, જે વસ્તુમાં દુર્ગંધ હોતી જેમકે કાચું લસણ કાચી પીયાજ ઇત્યાદી તેવી વસ્તુઓ ન ખાતા અને તેને નાપસંદ કરતા, દાતણ કરવાને ઘણુંજ પસંદ કરતા કેમકે તે સ્વચ્છતા અને ચોખાઇનું કારણ છે, સસ્તી વસ્તુઓને પસંદ કરતા, અત્તર લગાડયા કરતા ખુશબોને ઘણી ચાહતા. પાણી પીતી વખત ત્રણ શ્વાસ લેતા, આપ મીઠા અને ઠંડા પાણીને ઘણું ચાહતા, આપનો પાણી પીવાનો પ્યાલો

લાકડાનો હતો, ખાણું ખાવા પહેલાં અને પછી હાથ ધોતા, ખાણું ખાવાની પહેલે બિસ્મિલ્લાહ અને ખાઇ રહ્યા પછી એક વાક્ય ભણતા જેના અર્થ એ કે "સર્વે વખાણ એ અલ્લાહ માટે છે કે જેણે અમને ખવરાવ્યું પીવરાવ્યું અને મુસલમાન બનાવ્યા" ત્રણ આંગળીયો વડે અને અદુ-કડા બેસી ખાઈ લેતા અને ફરમાવતા કે જેવી રીતે એક ગુલામ ખાતી વખતે પોતાના માલિકનો હુકમ તરત બજાવવાની વાટ જોતો અદુકડો બેસી ખાઇ લેછે તેવી રીતે હું પણ ખાઉં છું, બલકે જે ચીજો માત્ર હયાત (જીંદગી) સાચવવા માટે પુરતી છે એટલીજ ખાઇ પેટ ભરૂં છું.

તેઓ એટલાં બધાં નમ્ર હતાં કે વારંવાર ફરમાવતા કે મને હજરતે યુનુસ અ૦[1]

---

૧–આ એક પયગમ્બર હતા, જેઓની

ઉપર વડાઈ આપો નહીં, એટલાં પરહેજગાર હતાં કે તેઓએ સ્ત્રીયો પાસેથી બયઅત લેતી વખતે કોઇ સ્ત્રીના હાથમાં પોતાનો હાથ આપ્યો નહીં અને કોઈ વખત પણ કોઇ સ્ત્રી સાથે ખાનગીમાં વાતચીત કરી નહીં. તેઓ કુમારીકાઓ કરતાં પણ વધારે શરમાળ હતા. ગંભીરતા એવી હતી કે જનાબે આયશા કહેછે કે મેં તે હઝરતને કદી એવી રીતે હસતા જોયા નથી કે તેઓનું મોંહ ખુલી ગયું હોય અને

---

ઉમ્મત તેઓ ઉપર ઇમાન લાવી નહીં તેથી તેને શ્રાપ દઇ આપ ગામમાંથી ચાલ્યા જઇ સમુદ્ર પસાર કરવા હોડીમાં બેઠેલા, રસ્તામાં હોડીની આસપાસ એક માછલી જાણે કાંઇ માગતી હોયની એમ ફર્યા કરતી. અર્થાત હઝરતે યુનુસ તે સમુદ્રમાં પડયાછે, પેલી માછલી તેઓને ગળી ગઇ છે અને લાંબા સમય સુધી પોતાના પેટમાં સંભાળથી રાખી તેઓને પાછા બહાર કાઢયાછે.

દાંત દેખાયા હોય; માત્ર આપ મુસ્કરાતા હતા.

જ્યારે આપ ઘરમાં તશરીફ લાવતા ત્યારે ઘરવાળાઓની સાથે ઘરના કામકાજમાં ગુંથાઇ જતા હતા, પછી નમાઝના વખતે મસજીદમાં બીરાજમાન થતા હતા. આપ તદ્દન સાદી રીતે નિર્વાહ ચલાવતા હતા, ફકર અને ફાકા ઉપર સંતોષ માનતા હતા. જેમકે લખ્યું છેકે તે હઝરતના ઘરવાળા કદી લાગલાગટ બે દીવસ સુધી જવની રોટલીથી પણ તૃપ્ત થયા નથી.

એટલે સુધી કે આપ વફાત પામ્યા કદી કેટલીક રાતો સુધી તેઓ અને તેઓના ઘરવાળાં ભુખ્યા પેટે સુઇ રહ્યાં છે. તેઓએ અમીરોની જેમ મોહટા મોહટા ખ્વાનચાઓ ઉપર બેસીને તથા ચીનીની રકાબીયોમાંથી કદી ખાધું નથી. માત્ર સાધારણ કપડાના દસ્તરખાન ઉપર રોટલી ખાતા હતા. ઘણી વખત ખજુરના પાતરાની ચટાઇ ઉપર સુઇ રહેતા જેથી ચટાઇના નીશાન હઝરતના શરીર ઉપર પડી જતા. આપ

ફરમાવતા કે હું તમારો માલ તથા તમારા ઉપર વડાઇ તથા બાદશાહી ચાહતો નથી મોહટા મોહટા અમીરોએ તેઓને, જો તેઓ તેઓના મતને મળતા થાય તો, મદદ અને દ્રવ્ય આપવા ઇચ્છા બતાવી પણ તેઓએ તેવા દ્રવ્યને લાત મારી અને માથે પડતી અનહદ મુસીબતો અને વીટંબણાઓની કાંઇ દરકાર ન કરતાં તેઓના નાસ્તીક મતને મળતા આવ્યા નહીં, તેઓના અંતકાળ વખતે તેઓની પાસેથી પોતાના મંદવાડની દવા કરે એટલુંએ નીકળ્યું નહીં. મોતના વખતે કેટલાક શેર જવ બદલ તેઓનું બખ્તર ઘરાણે પડેલું હતું. એક વખત તેઓની સ્ત્રીઓએ સારાં સારાં સુશોભીત કપડાં અને ઘરાણાંગાંઠાની ઇચ્છા દર્શાવી તો આપે તલાક આપવા તૈયાર થઇ સાફ સાફ ફરમાવી દીધું કે "અગર તમને દીન (ધર્મ) **ની ખાતર જેટલી મુસીબતો અને વીટં-બણાઓ પડે તેટલી બેઠવી મંજુર હોય**

તો રહ્યા નહીં તો તલાક (છુટકો) લઇ ઢયો." તેઓ પોતાની તઅઝીમ કરાવવી પસંદ કરતા નહીં. કોઇ તેઓને માન આપવા ઉઠતું થતું તો તે તેમને સારૂં લાગતું નહીં. જ્યાં જગ્યા મળતી ત્યાં સાદાઇ પુર્વક બેસી જતા હતા.

તે હઝરત પોતાના સઘળાં કામો પોતાના હાથે કરી લેતા હતા, પોતાના પહેરવાનાં કપડાં પોતે લેતા, પગરખાના બંદ પોતે બાંધતા, પોતેજ બકરીયોનું દુધ દોતાં અને એવીજ રીતે બીજાં કામ પણ કરી લેતા. એક વખત આપ મુસાફરીએ ગયા હતા; તે મુસાફરીમાં તેઓના કેટલાક અસ્હાબો (શિષ્યો) પણ સાથે હતા, જ્યારે તેઓ રસોઇ કરવા લાગ્યા ત્યારે દરેક જણાએ એક એક કામ વહેંચી લીધું, કોઇ બકરી ઝબેહ કરવા લાગ્યો, કોઇ તેને સાફ કરવા તૈયાર થયો એવી રીતે દરેક જણ એક એક જુદુ જુદુ કામ કરવા

લાગ્યો, હજરતે ફરમાવ્યું કે " જંગલમાંથી લાકડાં હું વિણી લાવીશ," અસ્હાબોએ ઘણીએ વિનંતીયો કીધી કે એ કામ પણ અમે કરી લઇશું આપ તસ્દી ન લ્યો. હજરતે ફરમાવ્યું કે " જે માણસ પોતાના મિત્રોમાં માનવંતો થઇ બેસી રહે તેને ખુદા નાપસંદ કરે છે. છેવટે તેઓજ લાકડાં વીણી લાવ્યા.

તેઓનો ચ્હેરો રોઆબનાક અને ઘણોજ ખુબસુરત હતો, જ્યારે કોઇ માણસ એકા એક તેઓને જોઈ લેતો ત્યારે તેના મનમાં હજરતનો રોઆબ અને ભય બેસતો પણ જ્યારે તે તેઓની સાથે વાત કરતો ત્યારે એકા એક હજરતની મોહબ્બત અને પ્રીતિ તેના મનમાં સુળ પકડતી. મજલિસમાં અસ્હાબો સાથે હળી મળી બેસતા, સહુની પહેલે સલામ કરતા, બીજાની સલામ કરવાની વાટ જોતા નહી. જ્યારે આપ છોકરાઓ પાસે થઇ નીકળતા ત્યારે તેઓને પણ

સલામ કરતા દરેક માણુસને હંસતા મોઢે મળતા, જે કોઇ આપને બોલાવતા તેને લબ્બયક (હાજરછું) કહેતાં. અસ્હાબોમાં કદી પગ પ્રસારી બેસતાં નહી, જે મજલિસમાં જતાં તે મજલિસમાં બાજુ જોઇ બેસી જતા. ગાદી ઉપર કિંવા ઉંચે બેસવાના પ્રયત્ન કરતાં નહીં, જ્યારે કોઇ માણુસ આપનો હાથ પકડી લેતો ત્યારે જ્યાં સુધી તે છોડતો નહીં ત્યાં સુધી ન છોડાવતા. જો ઘરડી ડોસીયો આપને કાંઇ કામ માટે સાથે લઈ જતીયો તો આપ તેઓનું કામ કરી આપવા ચાલ્યાં જતાં અને તેઓનું કામ કરી આપતાં. મદીનાની લોંડીયો અને ગુલામો અને લોકોના નોકર ચાકરો પાણીના વાસણો, હઝરત તેમાં બરકત થવા માટે, પોતાનો મુબારક હાથ બોળે, એટલા માટે તેઓની શેવામાં લાવતા, ત્યારે હઝરત સખત અને કડકડતી ટાઢ હોવા છતાં પોતાનો હાથ તેમાં બોળતાં.

એક વખત એક માણુસને હઝરતની પવિત્ર સેવામાં હાજર કરવામાં આવ્યો, તે હઝરતના રોઆબથી ધ્રુજવા લાગ્યો. આપે ફરમાવ્યું "હે! ભાઇ! ભય પામતો નહીં! હું બાદશાહ નથી હું તો કુરૈશમાંની એક સ્ત્રીનો પુત્ર છું જે સુકો ગોશ્ત ખાતી હતી." આપનો વિવેક એટલો બધો હતો કે ન્હાના ન્હાના છોકરાઓ સાથે તેઓને રીઝવવાની વાતો કરતા હતા. તે હઝરતને જ્યારે બે કૃત્ય કરવાનો કદાચ અધિકાર આપવામાં આવતો ત્યારે તેઓ બની શકે એ કામને કબુલ રાખતા, અને અગર કોઇ ગુનાહની બાબત હોતી તો તેનાથી વેગળે રહેતા હતા. જ્યારે તેઓ આગળ કોઇ મુશ્કેલી આવતી ત્યારે તેઓ નમાઝ પડવી શરૂ કરતા અને ફરમાવતા કે "માણુસ સિજદો કરતી વખતે ખુદાની તદ્દન નજીક થઇ જાય છે."

સર્વદા ખુદાનું સ્મરણ કરવામાં અને તેનું જ

નામ જપવામાં ગુંથાયા રહેતા, ખાતાં પીતાં ઉઠતા બેસતા, સુતા મસજીદમાં જતાં મસજીદમાંથી બહાર નીકળતા, ઘેર જતા ઘેરથી બહાર નીકળતા, એટલેસુધી કે પાયખાને જતા ત્યારે પણ ખુદાની યાદથી ગાફેલ થતાં નહીં.

ઘર વ્યવહાર એવો ચલાવ્યો કે તેઓને નવ બાબીયો હતી, તે સર્વેનો પોતે નિભાવ કર્યો. દરેક સ્ત્રીને ઘેર વારા ફરતી જતાં, અર્થાત-તેઓએ ઘરવ્યવહારનો પણ ઉત્તમ નમુનો કરી દેખાડયો. આપ એવું રસીક અલંકારિક અને સુભાષિત બોલનાર હતા કે તેઓની રસીક ભાષાથી શત્રુઓ પણ મિત્રબની ગયા હતા.

તેઓનો ન્યાય એવો હતો કે તેઓએ અલ્લાહ તઆલાએ ઠરાવેલી શીક્ષાઓ કોઇ ગુન્હેગાર ઉપર જારી કરવામાં કદી દયા આણી નહીં, તેઓની દ્રઢતા એવી હતી કે તેઓનો પગ દ્રઢતાના મેદાનમાંથી કદી પાછો હઠયો નહીં. તેઓનો તવક્કલ (વિશ્વાસ) એવો હતો કે આખું અર-

બસ્થાન બલકે આખું આલમ તેઓનું શત્રુ થઈ બેઠું હતું પણ તેઓએ ખુદા ઉપર પુર્ણ (વિશ્વાસ) રાખી તેઓની કાંઇ દરકાર કીધી નહીં. શત્રુઓમાં બેધડક નિડરપણે એકલા ફરતા હતા. તેઓની યોજનાઓ આગળ લોકોની યોજનાઓ નભી શકી નહીં. આપની પવિત્રતા સત્યતા અને પ્રમાણિકપણું એવું હતું કે તેઓ ન્હાનપણામાંથી આખા અરબસ્તાનમાં **સાદક** (સત્ય) અને **અમીન** (પ્રમાણીક) પ્રખ્યાત હતા. અર્થત–આપની સચ્ચાઇ પવિત્રતા પરહેજગરી વિવેક સભ્યતા આદી સદગુણો શત્રુઓ પણ માને છે. આપમાં એવા અમુલ્ય સદગુણો હતાં કે તેવા બીજા માણસમાં હોવા કઠન મુશ્કીલ છે.

ઉમ્મત—પ્રજાને તે હઝરત જેવો સ્હાયકાર અને સલાહકાર, પુત્રોને એવો પિતા, પત્નિઓને એવો પતિ, મિત્રોને એવો મિત્ર, શિષ્યોને એવો શીક્ષક, દુર્દશા અને અધોગતિમાં

પડેલી પ્રજાને એવો સુધારક, દેશને એવો વ્યવસ્થા કરનાર, દુન્યાને એવો વિજયી, પાપીયો ને એવો ડરાવનારો અને તારનારો, ઇમાનવાળાઓને એવો ખુશખબરી આપનારો આજ સુધી ન મળ્યો છે ન કદી મળશે.

---

## હઝરતે રસુલે ખુદા સ૦ની નબુવતની સાબિતીની દલીલો.

---

હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦નું ઉપર પ્રમાણે અમે સંક્ષેપ્તમાં જીવનવૃતાંત લખી ગયા. હવે અમો તે સરવેનો તત્વ સાર લખીયે છીયે અને તેઓ સાચા નબી હોવાની કેટલીક દલીલો રજુ કરીએ છીએ.

૧—તે હઝરત જે પ્રજામાં જન્મ પામ્યા હતા તે પ્રજા ઇલ્મે અદબ અને ફસાહત અને બલાગતના જ્ઞાનમા ઉંચા દરજે પહોંચેલી હતી,

સંસારી વ્યવહારમાં પણ તે સારી પેઠે લાયક હતી. પણ રૂહાની (આત્મિક જીંદગી) અને અખલાકી (નૈતિક) સ્થતીની રૂએ તે બીલકુલ અધમ દશામાં આવી પડેલી હતી, એવી પ્રજામાં એક એવા રીફોરમર (સુધારક) નું જન્મ પામવું કે જે તેઓની સંસારિક અને ધાર્મીક સ્થિતીને સુધારીને દીન દુન્યાના બાદશાહ બનાવે તે તે રીફારમરની ઉંચામાં ઊંચી શ્રેષ્ઠતા અને સત્યતાની પુરી સાબીતી છે,

૨—દુન્યામાં અત્યારસુધી કોઇ પણ અભણ માણસ કોઇ પણ પ્રજાનો સરવે બાબતોમાં લીડર (આગેવાન) અને રીફોરમર બની શકયો નથી, જે દેશમાં કોઇ પણ પ્રકારના જ્ઞાનની અથવા કળા કૌશલ્યની જરાએ ચર્ચા ન હોય તે દેશના માણસનું (અને એ માણસે એવો કે કદી નીશાળે કાંઇ પણ શીખવા ગયો નહોય) એકદમ ઇસ્લામ ધર્મ (તેપણ કેવોમહત્વતા ભર્યો કે જેમાં હજારો બલકે લાખો ને કરોડો,

મોહટા મોહટા વિદ્વાનો તત્વજ્ઞાનીયો અને મહાત્માઓ થઇ ગયાછે અને હાલમાં મવજુદછે) જારી કરવો અને તે આગેવાન અમણ હોવા છતાં જુદા જુદા દીન અને સર્વે વિધાઓથી ભરપુર કિતાબ લાવવી, જ્યાં સુધી તે સઘળું ખુદા તરફથી છે એમ માનવામાં ન આવે, ત્યાંસુધી તદ્દન મુશ્કીલ અને અસંભવિત છે.

૩–મહાન પયગમ્બર જે કીતાબ લાવ્યા છે તે એવી તો અલંકારી અને સુભાષિત છે કે અરબસ્થાનના સરવે લોકો અને સરવે અરબી જાણનારાઓ તે કીતાબની અલંકારયુકત છટા ઉપર હયરાન છે એટલે સુધી કે અરબ લોકોએ તેને ફસાહત અને બલાગત માટે ઉચામાં ઉંચો નમુનો ઠરાવી બીજી કોઇ કીતાબને તે સરખી ગણતા નથી. આખું આલમ તે કીતાબ જેવી બીજી એકે કીતાબ લાવી શકતું નથી. તો એવી કીતાબ કે જેમાં શારિરીક તેમજ આત્મીક સરવે પ્રકારના શીક્ષણ સંપુર્ણ રીતે

હોય તે એક અભણ માણુસ કેવી રીતે બાંધી શકે! જ્યારે અભણ માણુસ બાંધી ન શકે ત્યારે સાબીત થાય છે કે તે અલ્લાહ તરફથી હોવી જોઇએ.

૪—હઝરતે મોહમ્મદ સ૦ પયગમ્બર તરીકે જાહેર થયાં તે આગમચ ચાલ ચલણ અને વર્તણુકમાં એવા નૈતિવાન હતા કે કોઇ માણુસ તેઓની પવિત્રતાના આભુષણો ઉપર કોઇ જાતનો ડાઘ લગાડી શકયો નથી. તેઓના દુશ્મનો ની તેઓને સાદીક અને અમીન કહેતાં જીભ ઘસાઇ ગઇ હતી. અને અમીન એ તો આપનો લકબજ થઇ ગયો હતો. તો વાંચકો! એવો સાચો અને પ્રમાણિક માણુસ કે જે ચાળીસ વર્ષ સુધી કદી જુઠું બોલ્યો ન હોય અનીતિના આડે પંથે ચાલ્યો ન હોય જેનાં પ્રમાણિક પણા ઉપર કોઇ પ્રકારની આંચ આવી ન હોય તે માણુસ ચાળીસ વર્ષ પછી શા માટે ખુદા સંબંધી

જુઠું બોલે ? અને પોતાને શા માટે તેના પયગમ્બર તરીક કહે ?

૫–નબુવ્વતની પહેલાં તે હઝરતને ઇસ્લામ ધર્મ કાઢવાનો કદી વિચાર પણ આવ્યો નહતો તેમજ ન કોઈ એ આપનો એવો વિચાર સાંભળ્યો હતો, તેમજ કોઇ પણ માણસને હઝરત ઉપર કોઇપણ જાતની બુરાઇનો વહેમ પણ આવ્યો નહતો જેમકે અલ્લાહ તઆલા તે હઝરત વિશે કુરઆનમાં ફરમાવે છે, "લોકોમાં એક ઉમ્મર સુધી એટલે ચાળીસ વર્ષ સુધી આ આગમચ રહ્યો, કદી તમે મ્હારૂં જુઠ સાંભળ્યું નહીં, નવો ધર્મ કાઢવાનો વિચાર પણ સાંભળ્યો નહીં તો શું થોડીવારમાં હું ખુદા ઉપર જુઠ બાંધવા લાગ્યો ? શું તમને બુધ્ધી નથી ? એટલે એટલું એ સમજી શકતા નથી કે જ્યારે ચાળીસ વર્ષ સુધી મેં મ્હારી નીતિને જરાએ બગડવા દીધી નથી તેમજ તમે આજ સુધી મ્હારા મોંહથી કોઇ

જુઠી વાત સાંભળી નથી ત્યારે શું હવે હું જુઠું બોલવા લાગ્યો હઈશ !

૬—નબુવ્વત પછી અરબના કાફેરોએ ધન દોલત તથા બાદશાહીની લાલચો આપી પણ આપ સાચા હતા એટલે તેમાંની એકે બાબત સ્વીકારી નહીં અને પોતાની સત્યતામાં દ્રઢ રહ્યાં અને ખુદાની આજ્ઞા પાળતાં જે જે મુસીબતો સંકટો વીટંબણાઓ અને અડચણો આવી તેને સહન કરી લીધી અને ધીરજ રાખી પોતે જે કામ માટે જાહેર કરવામાં આવ્યા હતા તે કામ કરે ગયા. અને આખરે તેઓની સત્યતાના કારણથી તેઓનોજ જય થયો અને આખા આલમ ઉપર ઈસ્લામી વિજય પતાકા ફરકવા લાગ્યો. જો કદાચ કોઈ દુન્યાનો લાલચુ અને જુઠો હોત તો તરત કાફેરો પાસેથી ધન દોલત અને બાદશાહત લેઈને તેઓની મરજી પ્રમાણે વરતત અને મોજ શોખ માનત, પણ આ મહાન પયગમ્બર સાચા અને પરવરદિગારના પ્યારા દિલદાર હતા. કાફેરોની લાલચથી કેવી રીતે લલચાત?

૭–હીજરતની બાદ જ્યારે તેઓ અરબસ્તાનના સરદાર અને બાદશાહ બન્યા ત્યારે તેઓએ કોઇ બીજા બાદશાહો અને સરદારોની જેમ એકકે ભવ્ય અને દિવ્ય મહેલ બનાવ્યો નહીં, પોતાની સ્ત્રીઓને સારા સારા પોશાક શ્રૃંગાર અને ઘરાણા ગાંઠા ઘડાવી આપ્યા નહી. પહેલાંની જેમ ફકર ફાકામા સાદી રીતે જીંદગી ભોગવતા રહ્યા, તેઓએ સારા અને ઉંચા કપડા પહેર્યા નહીં, પથારી માટે તેઓએ રૂની તળાઈ પણ બનાવી નહીં રાતરે બત્તી અને દીવા વિના ચલવી લીધું, જે કાંઇ તેઓ પાસે આવ્યું તે ગરીબ ગોરબા યતીમો અને વિધવાઓમાં વહેંચી દીધું.

તેઓ ઉપર એક સમય એવો હતો કે દરેક માણસ તેઓના લોહીનો તરસ્યો હતો, પૃથ્વી આટલી બધી વિશાળ હોવા છતાં તેઓ માટે સાંકડી હતી, તેઓને કોઈ આશ્રય આપતું નહતું. રહેવા માટે ઘરના સાંસા થઇ પડેલાં હતાં. અને આ

વખતે તેઓના કબજામાં અરબસ્તાનની બાદશાહત હતી કરોડો માણુસ શેવામાં હાજર હતા તોપણ પહેલાં કરતાં તેઓનો સ્વભાવ બદલાયો નહતો. જેવી રીતે પ્રથમ યતીમો અને ગરીબો ઉપર દયા ખાતા હતા તેવીજ રીતે આ વખત પણ યતીમો અને ગરીબો ઉપર દયા ખાતા હતા. પહેલાં જેવી રીતે ધર્મના કામમાં કોશીશ કરતાં હતાં તેવીજ રીતે હમણાં પણ કોશીશ કરતા હતા. અગર આ નબી ખુદાની તરફથી ન હોત તો આવી સત્યતા અને દ્રઢતા તેમનામાં જોવામાં આવત નહીં; અને એ સંભવિતછે કે અવનતિમાં-થી ઉન્નતીમાં આવ્યાપછી માણુસના સ્વભાવમાં જરાએ ફેર પડેછે પણ આ સાચા પયગમ્બરના સ્વભાવમાં કદી એમ થયું નહીં. તો એથી સ્પષ્ટ રીતે સાબીત થાય છે કે તેઓ ખુદાની તરફથી હતા કેમકે, ખુદાઇ માણુસ શીવાય બીજા કોઈનાં આવા ઉત્તમ સદગુણો સત્યતા અને દ્રઢતા હોઈ શકેજ નહીં.

૮—યુવાવસ્થા કે જે ૨૫ થી ૫૦ વર્ષ સુધી છે તેમાં તેઓએ પોતાના કરતાં મોહટી વયની એકજ સ્ત્રી સાથે રહી સંતોષ માન્યો. પણ પયગમ્બરની પદવી પ્રાપ્ત કર્યા પછી ઇસ્લામ ધર્મનો પ્રસાર કરવા માટે અને સહ-આચાર વિચાર, પતિપત્ની વચ્ચેના હકો, અને અરસપરસ પ્રીતિભાવ વધારવાના શાક્ષણો અને બોધ આપવા માટે અને લોકો સાથે સબંધ બંધાયાથી સલાહસંપ જળવાઈ રહે એટલામાટે તેઓએ એક કરતાં વધુ સ્ત્રીયો કીધી. જો તેમ કરવાથી તેઓનો હેતુ કામવાસનાનો હોત તો જ્યારે તેઓને અરબસ્થાનના કાફેરો રૂપવંતી કુંમારીકાઓ આપતા હતા ત્યારે તેઓ તેણીયો સાથે કેમ પરણ્યા નહીં? એકથી વધુ સ્ત્રી કરવાનું મુળ કારણ એ છે કે મદીનામાં જ્યારે ચ્યારે તરફ ઇસ્લામ પ્રસરી ગયો ત્યારે કેટલીક સ્ત્રીયો, હઝરતની પાસેથી હેઝ નિફાસ વીગેરે સ્ત્રીયોને જરૂરીયાતના મસાયલનું શીક્ષણ લઈ સ્ત્રીયોને

શિક્ષણ આપવા માટે, હઝરતના નીકાહમાં આવીયો, અને જો તેમ કરવામાં આવ્યું ન હોત તો પવિત્ર ઈસ્લામ જે પરદો રાખવાનું અને ઇસમત (પવિત્રતા)નું શીક્ષણ આપે છે તે જળવાઇ શકત નહીં. અને હજારો લોકો હજારો જાતની બદગુમાનીયોમાં ફસાઇ જાત.

અરબસ્થાનમાં જેટલા ફિરકાઓ હતા તેઓ સઘળાઓને તે હઝરતે સુધારવામાટે પ્રયત્નો કર્યા જેથી તેઓ હઝરતના જાની દુશ્મન બન્યા. તેઓએ ખ્રીસ્તીયોને ત્રણ ખુદા માનવાની અને હઝરત ઈસાને ખુદાનો દીકરો અને ખુદા કહેવાની મનાઈ કીધી યહુદીયોને તેઓની ખોડ ખામીયો વીણીવીણીને બતાવી દીધી. અને તેઓને આખેરતના (પરલોક) અઝાબથી ઘણા ડરાવ્યા. અરબસ્થાનના મુશ્રરીકોને કુફ્ર અને શીરકની મનાઇ કરી મુર્તિપુજાનું ખંડન કીધું અને બીજા સરવે ધર્મવાળાઓને એવું એવું સખ્ત કહ્યું કે તેઓ સઘળાં કટ્ટા શત્રુ થઇ ગયા.

બંધુઓ! આ બાબતમાં ઊંડો વિચાર અને સોચ કરો, શું જુઠા સ્વાર્થી આપમતલબી ઠગારો ધુતારો માણુસ આવી રીતે વરતી શકે ખરો? શું પોતાના જીવના જોખમે પણ મોહટી મોહટી બળવાન કોમોને વખોડી નાંખી તેઓની ખોડ ખામીયો વીણી વીણી તેઓના મોંહે-મોંહ કહી શકે ખરો? ઠગારા ધુતારાની તો એવી રીત હોય છે કે અગર તેઓ એક જણ સાથે દુશ્મની બાંધે છે તો બીજા દસ જણા સાથે દોસ્તી પણ રાખે છે. પણ તે હઝરતના તો સરવે ધર્મવાળા ન્હાનાથી મોહટા સુધી સરવે શત્રુ બન્યા હતા તેઓનો મદદગાર ખુદા શીવાય બીજો કોઇ ન હતો, તેઓએ સત્યનો પ્રસાર કરવા અને જુઠનો નાશ કરવા તનમન અને ધનનો કાંઇ ખ્યાલ કીધો નહી, સ્વદેશ ત્યજ્યો, સગા સ્નેહીયો સાથેનો સબંધ તોડયો, દુશ્મની બાંધી, અલ્લાહની તવહીદનો બોધ આપતાં લાખો મુસીબતો અને સંકટો માથે વ્હોરી લીધાં,

પોતે મુસીબતમાં પડયા અને દોસ્તોને પાડયા, કેટલાંક કતલ થયાં કેટલાંકના લોહી રહ્યા કેટલાંકને બળતી અને ધગધગતી રેતી ઉપર સુવારાવવામાં આવ્યા. છાતી ઉપર પત્થર મુકવામાં આવ્યા અને કેદ રાખવામાં આવ્યા, કેટલાંકને ફાંસી દેવામાં આવ્યા. કેટલાંકને લુંટી લઇ તારાજ કરવામાં આવ્યા. આ સરવે થયુ અને કર્યું પણ તે સાચા પયગમ્બરે હક એટલે સત્યથી અને પરવરદિગારની ઐકયતાનો બોધ આપવાથી જરાએ મોંહ ફેરવ્યું નહીં, દુન્યામાં પયગમ્બરો શીવાય બીજા કોઇએ આ પ્રમાણે કરી દેખાડયું છે? શું કોઇએ એક કલમા[૧] માટે આખા આલમને પોતાનું શત્રુ બનાવ્યું છે?

---

૧—લાએલાહ ઇલ્લલ્લાહ મોહંમ્મદુર રસુલુલ્લાહ જે ઉપર પુર્ણ આસ્થા આણવાથી માણસ મુસલમાન થાય છે. તેના અર્થ એ છે કે નથી કોઇ અલ્લાહ પણ એકજ અલ્લાહ, અને મોહંમ્મદ અલ્લાહનો રસુલ—પયગમ્બર છે.

ખરેખર બાદશાહો અને શુરવીરોને ઘણી ઘણી મુસીબતો વેઠવી પડે છે પણ તે શા માટે? પોતાની જાતના લાભ–બાદશાહત, અમીરાઈ, સન્માન અને માથા ઉપર હીરામોતીથી જડાઉ મુગટ પહેરવાની ખાતર, પણ હઝરતે રસુલે ખુદાસ૦ એવા બાદશાહ હતા કે કદી તખત તો શું, ગાદીએ પણ બેઠા નહીં. સારા સારા પકવાનો તો શું જવની રોટલી પણ પેટભર ખાધી નહીં. જેટલી આસમાની કીતાબો છે તે સરવેમાં આપના આવવાની ખુશખબરી અપાએલી છે જેમકે અમો ૨ લાં પૃષ્ટમાં લખી ગયાં છીયે, આપનું સર્વદા ઇબાદતમાં અને અલ્લાહના સ્મરણમાં રહેવું, આખી ઉમર તકબીરો અને તહલીલોમાં મશગુલ રહેવું અંધારી રાતો અને એકાંતમાં નમાઝો પડવું, દોઆઓ કરવું; આખી રાત જાગવું, ઇબાદત કરવા માટે ઉભા રહેવાથી પગોનું સુજી જવુ જે માણસને ખુદા ઉપર પુર્ણ આસ્થા અને

ઇમાન ન હોય અને તેને પોતાની સત્યતાની ખાતરી ન હોય એવા જુઠા અને અવિશ્વાસુ માણસનુ કામ હોતું નથી એતો અનુભવ સિદ્ધજ છે. આપ એટલી બધી ભવિષ્ય વાણીયો ભાખી ગયાં છે કે જે તેના વખતસર ખરી પડી. કિતાબે "મોઅજીઝાતે મોહમ્મદિયા" માં સ્પષ્ટ રીતે લખેલું છે કે એક અભણ માણસનું પહેલાંથી થનાર બનાવો વિશે ખબર આપવું, અને તેઓએ ભાખેલો શબ્દે શબ્દ ખરો પડવો એ મસઅલો જ્યાં સુધી તેનો સબંધ ખુદા સાથે લગાડવામાં ન આવે ત્યાં સુધી સમજી શકાતો નથી. આપે હજારો અને લાખો મોઅજીઝાઓ (ચમત્કારો) કરી દેખાડયા જે ઇસ્લામના પુસ્તકોમાં પ્રખ્યાત છે. જે ઇસ્લામ ધર્મ આપ લાવ્યા તે જલદીથી પ્રસરી ગયો આપની હયાતીમાંજ આખું અરબસ્તાન મુસલમાન થઇ ગયું. અને આપની

વફાત બાદ પવિત્ર ઇસ્લામ **શામ** ઇરાન મીસર અને **રૂમ** ઈત્યાદી દેશો સુધી પ્રસરી ગયો, અને માત્ર એક સદી જેવી ટુંક મુદતમાં ઇસ્લામના પ્રકાશે આખા આલમને પ્રકાશીત કરી દીધું. તુરકી, હીસ્પાનીયા, જીબ્રાલ્ટર, યુરોપી રશીયા અરબ ફારસ ફિનઆન, અફગાનીસ્તાન, આસ્ત્રેલીયા, કેપ, કોલોની, નેપાલ, ટ્રાન્સવાલ ઇત્યાદી દેશોમાં ઇસ્લામનો ડંકો વાગી રહ્યો છે અને પાંચે વખત **અશહદો અનલાએલાહ ઈલ્લલ્લાહ વઅશહદો અન્ન મોહમ્મદર રસુલુલ્લાહ**નો પોકાર પોકારવામાં આવે છે. તેનો આટલી જલ્દીથી પ્રસાર થવો તે તેની સત્યતાની દલીલ છે. શું બીજો કોઇ ધર્મ એટલે સુધી અને એટલી ઝડપથી આખા આલમ ઉપર પ્રસરવા ભાગ્યશાળી થયો છે ?

૮—આ પવિત્ર ધર્મે સંસારિક વ્યવહારીક નૈતિક અને ધાર્મીક જે શીક્ષણ આપ્યાં છે તેવાં

શીક્ષણો બીજો કોઇ પણ ધર્મ આપતો નથી, અને ઇસ્લામના એવા એવા કાનુનો છે કે કોઇ માણુસની શકતી નથી કે તેવા કાનુનો બાંધી શકે. આખું આલમ એ બાબતને તો એકમતે સ્વીકારે છે કે ઇસ્લામના કાનુનો ધ્યાન આપવા જોગ અને અનુપમ છે. જેમકે પંજાબના પ્રખ્યાત મીસ્તર રાયગન સાહેબ કહે છે કે "એક અભણ માણુસ દુન્યા માટે એવા કાનુનો કાયદાઓ બાંધી ગયો કે જેનો મુકાબલો મોહટા મોહટા તત્વજ્ઞાનીયો વિદ્વાનો અને તિવ્રબુદ્ધીના લોકો કરી શકતા નથી બલકે તે સરવે જણાં એક જીભે તે કાનુન અને કાયદાનાં વખાણ કરે જાય છે." શું આવા કાનુનો સર્વ શક્તીમાન પરવરદિગારની મદદ વિના એક અભણથી બંધાઇ શકે ? કદી નહીં કદી નહીં, આપે દરેક વખતને અનુસરતી જેવી કે ખાણુ ખાતી વખતે પાણી પીતી વખતે, લુગડાં પહે-

સ્તી વખતે ખાઈ રહ્યા પછી મુસાફરી કરતી વખતે ઘરમાંથી બહાર જતા અને અંદર આવતા વખતે અર્થાત દરેક વખત માટે એવી અસરકારક દોઆઓ શીખવાડી છે કે તેઓ વિણ બીજા કોનામાં એવી શકતી છે કે તેવા દોઆઓ શીખવાડી શકે ? તો આ સઘળું જ્યાં સુધી ખુદાએતઆલાની મદદ ન હોય ત્યાં સુધી થઇ શકતું નથી. જેઓ તે હજરતના શત્રુ હતા તેઓને તેઓની કરણીની શીક્ષા મળી, તેઓ હજરતની હયાતીમાંજ નીસ્ત અને નાબુદ થઈ નકેવારસ બન્યા અને દુન્યામાંથી તેઓના નામ નીશાન ટળી ગયાં અને જેઓ હજરતની સાથે હતા તેઓ વિજય પામ્યા અને સ્વર્ગના અધિકારી બન્યા. જેમ જેમ આ બાબતોને આપણે ધ્યાનમાં લેતા જઇયે છીએ તેમ તેમ હજરતની નબુવત વધારે સાબીત થતી જાય છે. અલ્લાહતઆલાનો નિયમ છે કે

**તે જમીનને મરવા પછી પાછી જીવતી**

ફરે છે એટલે રહમતનો વરસાદ વરસાવી તેને ફળરૂપ કરે છે, તો એવીજ રીતે આખુ અરબસ્તાન આત્મિક રૂએ મરણ પામેલું હતું તેને સજીવન કરવા માટે રૂહાની વરસાદની આવશ્યકતા હતી. આપણે બીજા ધર્મવાળાઓના જાહેર મેળાઓ અને ખુશીના ટાંકણાએ સામે નજર ફેરવીશું તો સ્પષ્ટ જણાશે કે તે રમત ગમત ખેલ કુદ અને તમાશા વિના બીજું કાંઇ નથી ન તેમાં અલ્લાહની શાનયાદ આવે છે ન કોઇનું મન ભકતી કરવા તરફ દોરાય છે, હાજો દોરાય છે તો માત્ર ચોરી કરવા, દારૂ પીવા અને જુગાર રમવા તરફ દોરાય છે. **આવા હોળી દીવાળી અને ધુળેટી જેવાં ઘણાં ટાંકણા જોવામાં આવે છે.** પણ ઇસ્લામની સત્યતાની દલીલ એ છે કે ઇસ્લામના સરવે મેળાઓ ધાર્મીક રંગમાં રંગાએલા છે જેમકે ઇદકે **તે ખુશીનો દીવસ છે** પણ તે સાથે ખુદાની ઇબાદત (ભકતી) કરવાનો

હુકમ લાગુજછે. હુજ કે તે પણ એક મુસાફરીની સૈર હોવા ઉપરાંત તે સાથે ખુદાની ઇબાદત લાગેલીજ છે. ઇસ્લામની તમામ ઇબાદતો જેવી કે નમાઝ રોઝા હજ ઝકાત ઇત્યાદી એવી ખુબીઓ અને હીકમતોથી ભરપુર છે કે તેવી ઇબાદતો બીજા કોઈ પણ ધર્મની નથી. એક જર્મન ડૉકટર નમાઝ અને રોઝાની પ્રસંશા કરતાં કહે છે કે જે માણસ નમાઝ રોઝાને બરાબર બજાવતો (પાળતો) હોય તે મ્હારા ધારવા પ્રમાણે ક્વચિતજ માંદો પડવો જોઇએ.

જો કોઇ વૃક્ષ તેના ફળ ઉપરથી ઓળખાતુ હોય તો ઇસ્લામના વૃક્ષે દુન્યાને જે ફળ આપ્યા છે તેથી તેની સત્યતા તપાસી લ્યો. મહાન પયગમ્બર આવ્યા પહેલાંની અરબસ્તાનની કેવી અધમ દશા હતી તે અને મહાન પયગમ્બર આવ્યા પછી તેની કેવી ઉન્નતી થઇ તે સરખાવી જુવો! પ્રથમ

તો અરબની પ્રજા પશુ સમાન હતી પણ તે હવે કેવી નીતિમાન સભ્ય અલ્લાહની એકતા ઉપર ઈમાન રાખનાર અને આખી દુન્યાની બાદશાહ બની ગઇ ?

૧૦–એક લાચાર નિરાધાર બે યારો મદદગાર અભણ યતીમે અરબસ્તાન જેવા જંગલી દેશને જોતજોતામાં જીતી લેવું, પોતાના ધર્મનો વિજ-ળીક અસરથી આખા આલમ ઉપર ડંકો વગાડવો પરવરદિગારની સ્હાય વિના કેવી રીતે બની શકે ? તે હઝરત એવાં વિજયી નીવડયા કે આખા આલમમાંથી કોઇ પણ માણસ તેઓનો મુકાબલો કરી શકયો નહીં, તેઓ આખા આલમના બાદશાહ બન્યા; પણ કેવા બાદશાહ?— તેઓની બાદશાહત (રાજ્ય) માં પોતાના નામનો સોકકો ચલાવ્યો નહી, શત્રુઓથી બચવા માટે ફાૈજ લશ્કર કે સીપાહી ઇત્યાદી કાંઇ રાખ્યું નહીં. તેઓએ ખઝાનો કે ખઝાનચી ઠરાવ્યો નહીં. તેઓની પાસે હથીયારો કે શસ્ત્રો ભરી રાખવાનો

કોઇ ભંડાર કે તોપખાનું હતું નહીં., ન્યાય આપવા માટે કોઇ હાઇકોરટ અથવા દુશ્મનોથી બચવા માટે કોઈ કીલ્લો કે છાવણી હતી નહીં, તેઓને સારા સારા પકવાનો ખાવાથી કે બાદશાહી તખત ઉપર બેસવાથી અથવા માથા ઉપર બાદશાહી મુગટ પ્હેરવાથી કાંઇ કામ હતું નહીં. પણ તેઓને જે કામ હતું તે માત્ર મુશરીકો, કાફેરો, અને મુર્તિપુજકોને ખુદાની ઐકયતા તરફ ઉપદેશ કરવાનુંજ હતું; જે તેઓએ એવુ કરી બજાવ્યુંકે અધ્યાપિલગી તેનો પ્રકાશ ચમકી રહ્યો છે, અને દિનપ્રતિદિન (જો કે કોઇ પણ કોશીશ કરનારો નથી તોપણ) વધુને વધુ તેજસ્વી થતો જાય છે. જેને જોઇને પૃથ્વિ ઉપરના સઘળાં વિદ્વાનો હયરત અને આશ્ચર્યમાં પડી સ્તબ્ધ થઇ ગયાં છે. તે હઝરત હમેશાં ફાકાઓ માં રહી પરવરદિગારની ભકતીમાં ગુંથાયા રહેતા હતા, તેઓના સીક્કા બદ્દલ દરેક મુસલમાનના હ્રદય ઉપર તેઓના પવિત્ર નામનો સીક્કો

સજ્જડ બેઠો હતો—અને છે. તેઓનું સૈન્ય તમામ મુસલમાનો હતા, તેઓનું દ્રવ્ય મુસલમાનોનું ફકર અને ફાકા (ભુખમરો) હતું આપનું ન્હાનું સરખું ઝુંપડું તેઓની હાઇ કોરટ હતું, અરબસ્તાનનું દરેક શેહર તેઓની છાવણી હતું. દરેક શુરવીર મુસલમાન રાતદિવસ પોતાનો પ્રાણ અર્પણ કરવા હઝરતના હુકમની રાહ જોતો તત્પર રહેતો હતો. મહાન કિરતારે તેઓને વિજયના વચનો આપ્યા અને તેઓનીજ જીંદગીમાં પુરા કરી દેખાડયા.

—o—



# ૯૦ મોહંમ્મદ સ૦ વિષે ઇંગ્રેજ વિદ્વાનોના મત.

---

જરમનનો પ્રખ્યાત ઐતિહાસ વકતા મી૦ ડાશ લખે છે કે—હર્ષ અને શોક, હીમ્મત અને શુરવીરતા, કે જેનો નરવો અને ધીમો અવાજ હમણાં આપણા કાનમાં આવે છે તેનો મોહંમ્મદ સ૦ ના વખતમાં પુરે પુરો અવાજ આવતો હતો. અને મોહંમ્મદ સ૦ ને સર્વથી વધારે ફસીહ અને બલીગ (છટાદાર અલંકાર યુકત બોલનારાઓ) લોકોનીજ બરાબરી કરવી પડી નથી બલકે તેને તો તેઓ સર્વે ઉપર સરસાઈ લઇ જવી પડી હતી. અને તેને, પોતાના કલામ–વાણીની ફસાહત અને બલાગત (અલંકાર–છટાને) ને પોતાના રીસાલતના દાવાની દલીલ બનાવવી પડી હતી. મોહંમ્મદ સ૦ ની આગળના શાએરો–કવિયોએ આશેકોને છાજે

તેવાં ઘણાં કાવ્યો કહ્યા હતા જેમકે "અંતરા" એ કે જેનો ઇશ્ક—પ્રેમ મોહટા દાસ્તાનમાં લખાયો છે, અને "ઇમરઉલ કયસે" કે જેને મોહમ્મદ સ૦મે આરબ શાએરોનો સરદાર પણ જહન્નમ તરફ દોરનાર કહ્યો છે તેણે ઇશ્ક વિશે ઘણાં સારા સારા અને ઉમદા ઉ- મદા કાવ્યો લખ્યા છે, તેણે શરાબ કબાબ અને નાજુક માશુકોના વખાણ કરવામાં ફસા- હત અને બલાગતના સમુદ્ર વહેવરાવી દીધાં છે પણ મોહમ્મદસ૦મે તેવા કાવ્યો લખ્યા નથી, તેઓએ કોઇ આશેકાના ગઝલ લખી નથી, તેમજ આ ક્ષણભંગુર દુન્યાના દુઃખ સુખ વિશે અથવા અરબસ્થાનની શુરવીરતા ભરી શમશીર વિશે અથવા આરબોની અદેખાઇ કે ઇર્ષા વિશે અથવ: તેઓની બદલો લેવાની ઇચ્છા વિશે અથવા કોઇ કૌમ અથવા કબીલાની અથવા તેઓના બાપ દાદાની બહાદુરી વિશે કોઇ કાવ્ય લખ્યું નથી, વળી કોઇ એવો લેખ પણ નથી

લખ્યો કે જેથી એમ જણાયકે તેની (મોહમ્મદ સ૦ની) પાસે મનુષ્ય દેહી કાંઈ લેખામાં નથી અને મનુષ્ય માટે માત્ર સમુળગા નાશ પામવું જ છે. અર્થાત—તેણે લોકોને કાવ્ય કે કાવ્ય પધ્ધતિ શિખવાડી નથી બલકે ઇસ્લામ શિખવાડયો છે, અને તે કેવીરીતે શીખવાડયો? એવી રીતે કે તેણે આકાશ અને પૃથ્વિને ચીરી નાંખી સ્વર્ગ (જન્નત) અને નર્ક (દોઝખ) ને નજરો નજર દેખાડી દીધું.

યુરોપના વિદ્વાન જગ પ્રસિદ્ધ અને માનવંતા માસ્તર ટોમસ કારલાઇલ[1] સાહેબ કહે છે કે—આપણે મોહમ્મદ સ૦ ને માત્ર એક શોઅબદા બાઝ ( હાથ ચાલાકી વાળો ) અને ખાલી અંતરવાળો ખ્યાલ કરી શકતા

---

૧—હીરોઝ એન્ડ હીરોઝ વરશીપ, લેકચર બીજું પૃષ્ટ ૪૭ જુઓ.

નથી તેમજ આપણે તેને એક તુચ્છ ઉચ્ચ પદવિની ઈચ્છા કરનારો અને જાણીજોઈને મનસુબા બાંધનારો કહી શકતા નથી. **તેણે જે સખત સંદેશો દુન્યાને આપ્યો તે ગમે તે પ્રકારે સાચો અને ખરો સંદેશો હતો જો કે તે ગોઠવ્યા વિનાનો કલામ** (વાણી) **હતો પણ તે નીકળવાનું મુળ એ હસ્તી (ખુદા) હતી કે જેની તેહને કોઇ પહોંચ્યું નથી. તે માણસના વચનો, કૃત્યો જુઠા અને સત્ય-રહિત નહતાં** તેમજ કોઇની નકલ અથવા તકલીદ નહતાં. **તે એક હયાતે અબદી** (પરંપરાના જીવન)નું **નુરાની શરીર હતું જે કુદરત (ખુદા)ની વિશાળ છાતીમાંથી દુન્યાને** પ્રકાશિત કરવા માટે બહાર નીકળ્યું હતું, અને નિશંશય તેના માટે ખુદાનો હુકમ એમજ હતો.

મી૦ **મુહલર**[1] લખે છે કે—એક ધાર્મિક

---

૧—એન સાઇકલોપીડીયા બ્રીટાનીકા જુઓ.

ભડકો એક જંગલમાંથી ઉઠે અને આવી થોડી મુદ્દતમાં આશ્ચર્યકારક રીતે આખા એશીયાખંડમાં આગ સળગાવી દે તે ભડકો એવા મનમાંથી નીકળે કે જેમાં તેની ગરમી પણ ન હોય એ કેવી રીતે બનવા જોગ છે?

મી૦ **એડવર્ડ ગીબન** લખે છે કે—તેણે (તે હઝરતે) મુસલમાનોમાં નેકી અને મોહબ્બત—પ્રીતિનો આત્મા—રૂહ ફુંકી દીધો, અરસપરસ ભલાઈ કરવાનું શીક્ષણ આપ્યું, અને પોતાના અહકામ—હુકમો અને શીખામણોથી, બદલો લેવાની ઇચ્છાને, અને વિધવાઓ અને યતીમો ઉપર થતા જોર જુલમને રોકી દીધો (જુદી જુદી) પ્રજાઓ જેઓ એઅતેકાદ—આસ્થાની રૂએ એક બીજા વિરૂદ્ધ હતી તેઓ ફરમાંબરદારી—તાબેદારી કરવામાં એક ગાંઠ અને એક સંપ થઇ ગઇયો. ખાનગી ઝગડાઓમાં જે બહાદુરી અને શુરવીરતા વાપરવામાં આવતી હતી તે, ઘણીજ તૈયારીઓથી

બીજા દેશોનો મુકાબલો કરવા તરફ વલણુ ક-રવા લાગી. (આ બધી ખુદાઇ તાલીમની ખુબી છે, એ શીવાય એમ કેમ બને ?)

મરહુમ જાણીતા વિદ્વાન મી૦ ગોડફ્રેહિ-ગીન્સે પોતાના "એપોલોજી ફોર મોહમ્મદ" નામના પુસ્તકમાં લખ્યું છે કે—"ખ્રીસ્તીઓ એ વાતને યાદ રાખે તો સારૂં થાય કે મોહ-મ્મદ સ૦ ના સંપ્રદાયે એટલે મસાઓએ જે પ્રકારનો ધાર્મીક નીશો પોતાના પયરો-શિ-ષ્યોમાં ઉતપન્ન કર્યો છે તેવો ઇસુના શરૂઆ-તના શિષ્યોમાં શોધવો નકામો અને વ્યર્થ છે, અને તેનો (મોહમ્મદ સ૦ નો) ધર્મ એટલો ઝડપથી પ્રસર્યો છે કે તેની સમાન ખ્રીસ્તી ધ-ર્મમાં નથી, જેમકે અર્ધી સદીથી ઓછા સ-મયમાં ઇસ્લામ—ધર્મ આલીશાન અને જા-હોજલાલી ભરી સલતનતો—બાદશાહતો ઉપર વિજય પામ્યો. જ્યારે હજરતે ઇસા અ૦ને વધસ્તંભ પાસે લઇ ગયા ત્યારે તેના શીષ્યો

નાશી ગયા અને પોતાના સરદારને મૌતના પંજામાં મુકી સટકી ગયા. માનો કે તેનું રક્ષણ કરવાની તેઓને મનાઇ હતી પણ તેને (ઇસુને) દીલાસો આપવા માટે—હાજર રહેવાની અને તેને અને પોતાને દુઃખ દેનારાઓને ધમકાવવાની તો મનાઇ ન હતી? પણ તેથી ઉલટાં મોહમ્મદ સ૦ ના શાગ્યો પોતાના મઝલુમ પયગમ્બરની આસપાસ રહ્યાં અને તેના રક્ષણાર્થે પોતાના જીવોને ભય-જોખમમાં નાંખી તેના સમગ્ર શત્રુઓ ઉપર તેને ફતેહમંદ અને વિજયી બનાવ્યો."

ડાકટર સ્પ્રીનગર સાહેબ પોતે લખેલ "લાઇફ ઓફ મોહમ્મદ" નામના પુસ્તકના પૃષ્ઠ ૮૯ માં લખે છે કે—જેના (મોહમ્મદ સ૦ના) તર્ક એટલે ખ્યાલમાં હમેશા ખુદાનો તસવ્વુર-ધ્યાન-કલ્પના રહેતો હતો અને જેને ઉદય થતાં સુર્ય અને (આકાશથી) વરસતા પાણી અને ઉગતી વનસ્પતિયોમાં ખુદાની જ કુદરત–સત્તાનો હાથ નજર આવતો હતો, અને અર્જના, પાણીના

સુસવાટા પક્ષીયોના હમ્દે ઇલાહી—ઇશ્વર સ્તુતિના ગાનમાં ખુદાનોજ અવાજ સંભળાતો હતો, અને ખાઉં ખાઉં કરતાં સુનસાન વગડાઓમાં અને જુના શેહરોના ખંડેરોમાં ખુદાનાજ કહેર—ક્રોધના ચિન્હ જણાતા હતા.

**બાસોરઠ સ્મીથ સાહેબ** M. A. પોતાના પુસ્તક "મોહમ્મદ એન્ડ મોહમેડનીઝમ" માં ઇસ્લામ અને મોહમ્મદ સ૦ ના ઘણા વખાણ કર્યાબાદ લખે છે કે—ઇસ્લામના અર્થ ખુદાની મરજી અને ઇચ્છા ઉપર તવક્કલ કરવાના અને તે ઉપર ખુશ રહેવાના થાય છે. અને એજ મુસલમાનોની જીંદગી ગાળવાની રીત છે. ટીકાકાર એવી ટીકા કરી શકે છે કે આ બન્ને મુખ્યતત્વ ( ઇસ્લામના અર્થ, તવક્કલ, અને તેપર ખુશ રહેવું ) માં એવી કઇ વાત છે કે જે વિશે એમ કહેવાય કે તે નવી હતી અથવા મોહમ્મદ સ૦ નેજ સુઝી હતી ? બેશક—નિશંશય

એમાં કાંઇ નવું ન હતું, બલકે એ વાતો એવી જુની પુરાની હતી કે જાણે મુસા અ૦ નો જમાનો! બલકે ખરેખર એવી જુની પુરાની કે જાણે ઇબ્રાહીમઅ૦ પોતે, હ૦ મોહમ્મદ સ૦એ પોતે વારંવાર ઘણીજ ગંભીરતાથી ફરમાવ્યું છે કે "હું આરબો માટે કોઇ નવી વાત લઇને જાહેર થયો નથી બલકે માત્ર ઇબ્રાહીમ અં૦ની શરીઅંતને બીજીવાર સજીવન કરવા માટે આવ્યો છું જે શરીઅંત હમેશાં અહીં ચાલુ હતી પણ તે સર્વે લોકો ભુલીને ગયા છે અથવા તેનાથી ગાફેલ થઇ ગયાં છે," કોમથી જુદા ગમગીન અને નખુશ યહુદીયો, અને માંહો માંહે લઢનારા ત્રણ ખુદાને માનનારા ખ્રારતીયો, અને પ્રકાર પ્રકારના સૃષ્ટ પદાર્થોનું પુજન કરનારાઓમાં, તેઓને કાઇ નવી વાત શીખવાડવા માટે નહી" બલકે તેઓ જે

જુની પુરાની વાત ભુલી ગયા હતા તે યાદ દેવરાવવા માટે એક ઉંટ હાંકનારો આવ્યો, અરબ–ભુમી ઉપર બે હજાર વર્ષ પહેલાં એક એવો માણુસ ( મુસા અ૦ ) કે જે જંગલમાં પોતાના બાપ[1]ની બકરીયો ચરાવતો હતો, તેને આ સાદો પણ ચાનક દેનારો સદેશો આવ્યો હતો "**હું એ છું જે હું છું, સાંભળ! હે! ઇસરાઇલ! અમારો માલિક ખુદા એક ખુદા છે, તો તું જા અને હું ત્હારી જીભ સાથે હોઇશ અને શીખવાડીશ તને જે કાંઇ કે કહેવું જોઇયે.**" આ શબ્દો સાંભળીને તે માનવંતી પ્રજા (બની ઇસરાઇલ ) આફ્રીકાથી એશીયામાં ચાલી ગઈ. ગુલામો છુટા (સ્વતંત્ર) થઇ ગયા અને એક ખાનદાન એક કૌમ–એક પ્રજા બની ગયું; (તો)

---

૧–ઇંગ્રેજો સસરાને બાપ લખે છે તેઓ પોતાના સસરાના બકરાં ચરાવતા હતાં.

એજ અરણની સુમી ઉપર વળી પાછો એજ અવાજ એક બીજા બકરીયો ચરાવનારને આવ્યો, અને એવા અસરની સાથે તે અવાજ આવ્યો કે દુન્યાને સામાન્ય રીતે ફાયદો પહોંચાડવામાં પહેલાંના અવાજ કરતાં કોઈ પણ પ્રકારે ઓછો (કીમતી) ન હતો, એટલે "**અલ્લાહો અકબર, લાએલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ.**" ને રીસાલત કબુલ કરવામાં આવી અને ખુદાનો સંદેશો જાહેર કરી દેવામાં આવ્યો અને એકજ સદી અંદર તે અવાજના પડઘા "અદન"થી "અન્તાકીયા[1]" સુધી

---

૧-અન્તાકીયા શામ—સીરીયામાં એક પ્રખ્યાત શેહર હતું. જે હાલ તદન ખંડેર પડેલું છે. કેટલાંક વખત સુધી તે રૂમીઓના કબજામાં રહ્યું હતું. જ્યારે મુસલમાનો શામનો પ્રદેશ જીત્યા ત્યારે આ શેહર પણ મુસલમાનોએ કબજે કર્યું હતું.

અને સીવેલ[૨] થી "સમરકન્દ" સુધી પડવા લાગ્યા અને આ સઘળાં દેશોએ તેની સત્યતાને માની લીધી.

ઐતિહાસ વકતા અર્કહોટ સાહેબ લખે છે કે-ઇસ્લામ ધર્મના મુળતત્વોમાંથી પ્રત્યેક મુળતત્વને જુવો કે તે કેવા શ્રેષ્ઠ અને અસર કારક છે!!! અને તે ઇસ્લામ પ્રસારનાર (મોહમ્મદ સ૦) ના કુલિનપણા, મોહટાઇ, ઉંચાઇ અને જ્ઞાનની નિપુણતા (સાબીત કરવા) માટે કયામત સુધી પુરતાં છે. અને તે સઘળાં મુળતત્વોના જથાથી એક એવી શીક્ષાની રચના થઇ છે કે જેની શકતી આગળ શીક્ષાના બીજા સર્વે બંદોબસ્ત કાંઇ (હીસાબમાં) નથી, એક માણસ કે જે જંગલી, અજ્ઞાન, ક્રુર અને દુરાચારી કોમના કાબુમાં

૨-સીવેલ સ્પેનના એક શેહરનું નામ છે જેને મુસલમાનો એ સને ૭૧૧ માં જીત્યું હતું અને સને ૧૨૪૭ સુધી ઇસ્લામના તાબે રહ્યું હતું.

હતો તેની શરીયત એ બાદશાહતોમાં પ્રસરી ગઇ કે જે "કાહેરા" અને "રોમન" બાદશાહતોં કરતાં ઘણીજ મોહટી હતી. જ્યાં સુધી તે શરીયતમાં તેની મુળ હકીકત બાકી રહી ત્યાં સુધી કોઇ વસ્તુ તેનો મુકાબલો કરી શકી નહીં.

"એનસાઇકલો પીડીયા"માં મી૦ ચેમ્બરે લખ્યું છે કે-ઇસ્લામ ધર્મનો એ ભાગ, કે જે વડે તેના સ્થાપનારની તબીઅત-પ્રકૃતિ સ્પષ્ટ રીતે જણાઇ આવેછે ઘણોજ પુર્ણ અને ઘણોજ ( સઉથી વધારે) અસરકારક છે, અહનાથી અમારો હેતુ તેની નૈતિક શીખામણો છે. આવી શીખામણો કાંઇ એક બે અથવા ત્રણ સુરામાં કરવામાં આવી હોય તેમ નથી બલકે ઇસ્લામની આલીશાન (ભવ્ય અને દ્રવ્ય) ઇમારત (કુરઆને મજીદ) માં સોનાની સાંકળની જેમ એક બીજાથી મળેલી છે, અન્યાય, જુઠ, મગરૂરી-ગર્વ, બદલો-વેર, નીંદા, ઠઠ્ઠો મશ્કરી લાલચ્-લોભ, નકામો

ખરચ, ઉડાઉ પણું, હરામ કારી–વ્યભિચાર, ચોરી, બદ ગુમાની–વહેમ–અવિશ્વાસની સખત બુરાઇ નોંદા કરેલી છે અને તેને દુષ્ટ એને અધર્મ કહેલ છે, અને તેના મુકાબલામાં શુભ ઇચ્છા, ઉદારતા, પવિત્રતા, લજ્જા, સહન શિલતા, ધૈર્યતા સત્યતા, પ્રમાણિકતા, શુરવીરતા, મીત્રતા, ઇકોનોમી-કરકસર અને સર્વેથી વધારે ખુદા ઉપર પુર્ણ વિશ્વાસ રાખવાને અને તેનીજ ઇચ્છાની આધિન રહેવાને, સાચીઇમાનદારીનું મુળ અને સાચા મોઅમિનની ખરીપીછાણ ઠરાવેલ છે.

**મીસ્તર ટોમ્મ કારલાઇલ** સાહેબ પોતાના પુસ્તક "લેકચર્ઝ અન હીરોઝ" માં લખે છે કે–આરબ પ્રજામાં ઇસ્લામનું આવવું જાણે અંધકારમાં પ્રકાશ આવવા સમાન છે, અરબનો દેશ, પહેલ વહેલાં તેનાથીજ સજીવન થયો, આરબો પહેલા એક બકરા ચરાવનારી ગરીબ પ્રજા હતી અને જ્યારથી દુન્યા સરજાઇ હતી ત્યારથી અરબસ્તાનના વિશાળ મેદાનોમાં ફર્યા

કરતી હતી અને કોઇ માણસને તેનો ખ્યાલ ન હતો, કે કોમમાં એક ફિલુલ અઝમ પયગમ્બર[1] એવાકલામ-વાણીની સાથે મોકલવામાં આવ્યો કે જે ઉપર તેઓ યકીન-આસ્થા કરતા હતા. હવે જુઓ કે જે ચીજને કોઈ જાણતુ નહતું તે આખી દુન્યામાં પ્રખ્યાત થઈ ગઇ અને ન્હાની વસ્તુ ઘણીજ મોહટી બની ગઈ. ત્યાર પછી એક સદીમાં અરબની એક તરફ ગરનાતા અને એક તરફ દેહલી થઇ ગઇ. અરબની બહાદુરી, મોહટાઇની ચમક અને તેની બુધ્ધીનો પ્રકાશ એક લાંબા સમય-ઝમાના સુધી દુન્યાના એક મોહટા ભાગ ઉપર ચમકતો રહ્યો. એઅતેકાદ-આસ્થા-શ્રધ્ધા એક મહા મોહટી વસ્તુ છે, જો કોઇ પ્રજા કોઇ વસ્તુ ઉપર એઅતેકાદ લાવે છે તો

---

1-મુનસીફ લેખક હઝરત પયગમ્બર હોવાનો ઇકરાર કરે છે.

તેના વિચારો ફળરુપ થઇ જાય છે. જુવોને ! તેજ આરબો! તેજ મોહંમ્મદ! અને એજ એક સદીનો જમાનો !!! જાણે કે એક ચણગારી એવા દેશમાં પડી કે જે રેતાળ રણ હતુ. પણ જુવો કે તે રૈતાળ રણે ઘણીજ ઝડપ અને ઝોર શોરથી ઉડી જતાં દારૂ (ગોળા)ની પેઠે, "દેહલી"થી "ગરનાતા" (ગ્રેનેડા) સુધી, . ઉડતા શોઅલા—ભડકાઓથી પ્રકાશ પ્રકાશ કરી મુકયો.



## શુ ઇસ્લામ ધર્મ તલવાર વડે પ્રસર્યો છે ?



હઝરતે મોહંમ્મદ સ૦ પોતાનો ઇસ્લામ-ધર્મ તલવારના બળવડે પ્રસાર્યો એવા વાંધા કેટલાક અણુસમજુ ખ્રીસ્તીયો કાઢે છેઃ પણ જો તેઓ તે બાબે લાંબો અને ન્યાયપૂર્વક વિ-ચાર ચલાવે તો એવા વાંધા કાઢે નહીં, હઝ-રતે મુસા અ૦ ઇત્યાદી નબીયો કે જેઓને

તેઓ સાચા નથી માનેછે તેઓએ પણ જેહાદ–ધાર્મીક યુદ્ધ કરેલ છે, માત્ર હઝરતે ઇસા અને હઝરતે યહયા અ૦ જહાદ કરેલ નથી. જો તેઓ પોતાના ધર્મના વિદ્વાનોના લેખ જોતા હોય તોપણ આવી ભુલમાં પડે નહીં. મીસીસ એનીબીસેન્ટે, ઇસ્વીસન ૧૯૦૩ માર્ચ તા૦ ૨૩ મીએ જુનાગઢમાં ઇસ્લામ ઉપર જે ભાષણ આપ્યું હતું તેમાં તે વિદ્વાન બાઇયે, ઇસ્લામ—ધર્મ તલવારના બળવડે નહીં પણ તેની સત્યતા અને તેના સુશીક્ષણ—ઉપદેશના અસરથી પ્રસર્યો છે, એમ સીદ્ધ કરી આપ્યું છે. તેણીએ ભાષણ દરમિયાન ન્યાયપૂર્વક કહ્યું છે કે "ઇસ્લામ સામે જે પહેલો વાંધો ઉઠાવવામાં આવે છે તે એ છે કે તે ધર્મ તલવારના બળવડે પ્રસરેલો છે તેમજ તે ઝનુન ઉતપન્ન કરનાર જુલમ જેહાદ–ધાર્મિક યુદ્ધ અને કતલ તરફ દોરનાર છે. (પવિત્ર) ઇસ્લામ ઉપર આવા આરોપ ખ્રીસ્તીયો તરફથી મુકવા-

માં આવેછે કે જેઓ પોતાના જુલ્મના કારણથી જગપ્રસિદ્ધછે, પરંતુ ખ્રીસ્તીયો તરફથી કરવામાં આવતી ક્રુઝેડો (જેહાદો) અને પ્રકાર પ્રકારના જુલ્મો બાજા ધર્મ ઉપર હમલો કરવાનો હક લઇ લે છે—

જ્યારે પવિત્ર ઇસ્લામ ધર્મ જાહેર કરવામાં આવ્યો, ત્યારે તે ધીમે ધીમે તેના મહાન શીક્ષકની શકતીના કારણથી તદ્દન દ્વેષિ અને વિરોધિ—પ્રતિકુળ પ્રજામાં પ્રસર્યો. તે ધર્મે ત્રણ વર્ષ સુધી તો તેના સ્થાપકના કુટુંબીયોને પોતાની તરફ ખેંચ્યા અને બીજાઓ તરફથી વિરોધ અને જુલમ જોયો. (જ્યારે વિરોધયો તરફથી જુલમ ગુજારવામાં આવ્યો) ત્યારે જેઓ પ્રથમ ઇસ્લામ લાવ્યા હતા તેઓએ તેઓના જુલ્મથી રક્ષણમાં રહેવા માટે તલવારો ખેંચી. અજ્ઞાન અને મુર્તીપુજક આરબોએ તે પ્રથમ થએલા મુસલમાનો ઉપર જુલમ ગુજારવાનાં કેવાં સાધનો લીધાં હતાં તે

ઐતિહાસ આપણને સ્પષ્ટ રીતે કહી આપે છે. અને તે જુલમના સાધનો એવી તો ભયંકર રીતે રોબાવનારાં હતાં કે મનુષ્ય જાતીના માંસ લોહીથી તો ખમી શકાય નહીં. આ ધર્મ પાળનારાઓને તેઓ ચીરી નાંખતા, તેઓ, તે બાપડાઓને અણીયાળી લાકડીયો વડે હડસેલાં મારતા; તેઓને અરબસ્તાન જેવા દેશની ગરમ ધગધગતી રેતી ઉપર અતિશય તપતા સુરજ તરફ મોઢું કરી સુવરાવતા, અને જે બિચારો આવડું બધું દુઃખ સ્હેતો અને અતિ વેદનાથી ટળવળતો તેને એવો પ્રશ્ન પુછતાં કે "ત્હારી જગ્યાએ મોહમ્મદ (સ૦) હોય એવું શું તું ઇચ્છતો નથી ? તે વખતે તે દ્રઢતા અને શુરવીરતાથી ઉત્તર આપતો કે **જો મોહમ્મદ સ૦ ને માત્ર એક કાંટો વાગ્યા જેટલું દુઃખ પહોંચે તોપણ હું મ્હારાં બાયડી છોકરાં અને માલમતાના વૈભવમાં રહેવા ઇચ્છતો નથી અને એ**

આપે પાક પરવરદિગાર મ્હારો શાક્ષી છે." તેવા શત્રુઓના જુલમથી પયગમ્બરને પોતાની જન્મભુમી તજી પોતાના શિષ્યો સહીત મદીને જવું પડયું હતું જ્યાં ત્યાંના લોકોને શરણે ગએલા તરીકે સ્વીકારવામાં આવ્યા હતા. આવા બારીક સમયે તેઓએ પોતાનું રક્ષણ કરવું અવશ્યનુ હતુ. જ્યાં જ્યાં (ખુદાએ તલવાર પકડવાનો હુકમ આપ્યો છે ત્યાં ત્યાં લક્ષપુર્વક જુવો કે પોતાનું સરંક્ષણ કરવા માટેજ, કુરઆને શરીફ઼ ઘણી જગ્યાએ સ્પષ્ટ રીત્યે કહે છે કે જ્યારે બેઇમાનોએ (સત્ય ધર્મ ઉપર આસ્થા નહીં રાખનારાઓએ) તમારા ઉપર હુમલા કર્યા છે અને જુલમ ગુજાર્યા છે ત્યારે તેઓની સામે તલવાર પકડો.

ટીકાકારો કહી શકે છે કે કુરઆને શરીફ઼માં એવાં ઘણાં વાક્યો છે કે જ્યાં ઉપરની જેમ શરત વિના માત્ર એમજ કહેલું છે

કે "સદા અને નહીં માનનારાઓનો (નાસ્તિકોનો) નાશ કરો." તો તે વિશે જાણવું કે **તાવીલ શાસ્ત્રનો** મુકરરર કરેલો નિયમ છે કે જ્યારે અમુક શરત સાથે કોઇ આજ્ઞા આપવામાં આવે અને તેજ આજ્ઞા વળી બીજી જગ્યાએ શરત વિના આપવામાં આવે તો ત્યાં પણ શરત લાગુ પડશે. આપણે કદાચ તે શરતબરતને ન માનીયે તો તે આજ્ઞા કયા સંજોગો વચ્ચે આપવામાં આવી હતી તે તરફ લક્ષ આપીયે. જ્યારે મુસલમાનો સંખ્યાબંધ લોકો સાથે જહાદ (યુદ્ધ) કરવામાં રોકાએલા હતા ત્યારે તે આજ્ઞા આપવામાં આવી હતી. અને તેવા સંજોગો વચ્ચે (મુસલમાન) લડવૈયાઓને શુર ચઢાવવું અવશ્યનું હતું. જેવી રીતે કોઇ લડાઇ ઉપર પોતાનું લશ્કર દોરી જતો સૈનાધિપતી પોતાના લશ્કરીઓને શુર ચઢાવે છે તેમ એ આજ્ઞા પણ મુસલમાનોને શુર-ચઢાવવા ખાતરની છે."

જનાબ સર સૈયદ એહમદ લખે છે કે હજરતે મોહમ્મદ સ૦ ના સમયમાં જે યુદ્ધ થયાં તે ચાર પ્રકારના કારણોથી ખાલી હતાં. ૧—શત્રુઓના હુમલાઓને રોકવા માટે તે યુદ્ધ થયાં હતાં. ૨—અથવા શત્રુઓના લડવાના કિંવા હુમલો કરવાના હેતુથી લોકો એકઠાં કરવાના સમાચાર મળવાથી, ફિતુર બેસારી દેવા અને એકઠા થએલા શત્રુઓને વિખેરી નાંખવા માટે તે યુદ્ધ થયાં હતાં. ૩—અથવા એ લોકો સાથ યુધ્ધ કરવામાં આવ્યું હતું કે જેઓએ કરાર તોડયા હતા, દગલબાઝી રમી રાજદ્રોહ બન્યા હતા. ૪—અથવા જે લોકોને દેશ અથવા પ્રજાની સ્થિતી જાણવા માટે જાસુસ તરીકે મોકલ્યા હતા તેઓથી યુદ્ધ થઇ ગયાં હતા. આટલા કારણો અને સંજોગો શીવાય બીજા એકે કારણથી હજરતે લડાઇ કરી નથી. વાંચકો ! આ કારણોમાં અન્યાય ભર્યું કયું કારણ છે? એકકે નહીં. તો પયગમ્બરો

માટે આવા સંજોગો વચ્ચે પણ લડાઇ કરવી યોગ્ય નથી "એમ કહેવું તદ્દન બુધ્ધી અને કુદરતી કાનુન વિરૂધ્ધ છે. ટીકાકારો જેઓ હઝરતે મુસા અ૦ ને સાચા નબી માને છે, તેઓ તે નબીની લડાઇયોને તો ભુલી જાય છે અને પયગમ્બર તરીકે લડાઈ ન કરનાર હઝરતે ઇસાનો દાખલો રજુ કરે છે, પણ તેઓ વિચાર કરતા નથી કે જ્યારે હઝરતે ઇસાએ પોતાને નબી તરીકે સૃષ્ટી સમક્ષ રજુ કર્યા ત્યારથી કે તેઓના મર્ણકાળ (ખ્રીસ્તીયોના મત પ્રમાણે) સુધી કે જે ત્રીસ વર્ષ જેવી નજીવી મુદ્દત હતી, તે દરમીયાન માત્ર સીત્તેર માણસો કરતાં વધારે હઝરતે ઇસા ઉપર ઈમાન લાવનારા નહતાં, અને તેથી તેઓ દુશ્મનો સામે લડાઇ કરવા શક્તીવાન થયા નહતાં; હા જો સંખ્યાબંધ માણસો ઈમાન લાવ્યા હોત તો જરૂર દુશ્મનો સાથે જેહાદ કરત જેમકે હઝરતે મુસાએ કર્યો હતો. હઝરતે ઇસા અ૦

પછી જો તેઓના મદદગાર ઉભા થયા નહોત અને તેઓ દુશ્મનો સાથે જહાદ કરી લડયા નહોત તો આજે પૃથ્વિની સપાટી ઉપર ખ્રીસ્તી ધર્મનું કે ચર્ચનું નામ નીશાન જોવામાં આવત નહીં (ખ્રીસ્તીયોએ પોતાના ધર્મના પ્રચારાર્થે ઘણી લડાઇયો કરી છે જે તવારીખો વાંચવાથી જણાશે.) વળી અમારા પયગમ્બરને તો રૂહાની (આત્મિક) બાદશાહત ઉપરાંત સુલયમાન અ૦ જેવી બાદશાહતનો કારભાર ચલાવવાની જરૂર પડી હતી. અરબસ્તાનમાં બાદશાહત હતી નહીં દરેક કબીલાનો સરદાર તેજ હાકીમ (ગવરનર) ગણાતો હતો, જ્યારે સર્વે કબીલાઓ મુસલમાન થઈ ગયા ત્યારે તેઓ હઝરત શીવાય બીજાને પોતાનો દુન્યવી સરદાર-બાદશાહ માને એ અસંભવીત હતું અને તેથીજ ખુદાએ હઝરતને સરદાર અને બાદશાહ ઠરાવ્યા હતા સર્વે લોકો તેઓનાજ હુકમને તાબે રહેતા હતા અને તેથી, હઝરતને દેશ-વ્યવસ્થા કર-

વાની અને દેશમાં સુલેહ—શાંતી જાળવવાની ફરજ પડી હતી. તો હઠધર્મી વિના ન્યાયપુર્વક કહેશો કે એવા સંજોગો વચ્ચે, લાચાર નિરાધાર મુસલમાનો અને મુસલમાન સ્ત્રીઓ અને બાળકોનું, કાફીરો અને શત્રુઓના જુલમથી, રક્ષણ કરવા માટે હઝરત હથીયાર ન પકડતે તો બીજું શું કરતે ? આપજ કહો કે જો હઝરત કાફિરોના અન્યાય ભર્યા જુલમોથી લાચાર નિરાધાર હઝરતની શરણે આવેલા મુસલમાનોના રક્ષણાર્થે હથીયાર ન પકડતે તો શું આજે એકે મુસલમાન જોવામાં આવતે ? સર્વે માર્યા નજતે? અને તે સર્વેના ખુનનું જોખમ કોના સીર રહેત ? આવા સંજોગો વચ્ચે હથીયાર પકડવાને એવો કોણ દયાવાન છે કે અન્યાય કહે છે ? જગતમાં ઉંચ અને મહાન નરોનો નિયમ છે કે તેઓના શરણે જેઓ આવે છે તેઓને તેઓના શત્રુઓથી બચાવવા માટે પોતાના જીવને જોખમમાં નાખ્યા વિના

રહેતા નથી, અને આતો સત્યની ખાતર, મુસલમાનો એકજ ખુદાનું માત્ર પુજન્ન કરતા હતા તેટલાજ માટે કાફેરો તેઓને કંદડતા મારતા કતલ કરતા અર્થાત અનેક પ્રકારના અસહ્ય દુઃખો આપતા, તો એવા સત્યવાદીઓને અને એકજ ખુદાના શેવકોને ખુદાના નાફરમાન બંદાઓના જુલમથી રક્ષણમાં રાખવા માટે હથીયાર પકડનારને કોણ અન્યાયી કહેનાર છે ? મી૦ એડવર્ડ ગીબન પોતાની તવારીખમાં લખે છે કે—**પ્રકૃતિ–કુદરતના નિયમ પ્રમાણે, દરેક માણસને તલવારવડે પોતાના જાનમાલનું રક્ષણ કરવાનો હક છે."** તો શું મોહમ્મદ સ૦ ને પોતાની અને શરણે આવેલાઓની જાનમાલનું રક્ષણ કરવા માટે તલવાર પકડવાનો હક નહતો ?, ઉપરાંત **મી૦ ટોમ્સ કારલાઇલ** સાહેબનો લેખ આએજ કીતાબના પુષ્ટ ૮૦ માં જુવો અને વિચારો.

સ. ન૦ ૧૮૮૮ ના અકટોબર માસનાં એશીયાટીક કવાટરલી રેવ્યુમાં હ્યુમાનીટી અને ઈસ્લામના હેડીંગથી એક આરટીકલ પ્રગટ થયો હતો જેમાં તેના લેખકે લખ્યું હતું કે " ઇસલામ-ધર્મમાં ખ્રીસ્તી ધર્મ જેવી નમ્રતા અને વિનય નથી એમ કહેવામાં આવે છે તે અને એ ( ધર્મ ) લોકોને મુસલમાન બનાવવામાં ઘણોજ જુલમ ગુજારનારો છે, આવો ખ્યાલ કરવો તે એક મહા મોહટી ભુલછે, ખ્રીસ્તીયોની સાથે સરખાવતાં મુસલમાનોએ ઘણીજ સહન-શીલતાથી કામ લીધુ છે, તેઓએ ખ્રીસ્તીયોની જેમ પોતાનો ધર્મ મનાવવા માટે લોકોને જીવતાને જીવતા બાળી મુકયા નથી. ( તવારીખ વાંચવાથી એવા અનેક દ્રષ્ટાંટો મળી આવશે, ) મુસલમાનો હમેશા પોતાની પ્રજાને સ્વતંત્ર રીતે પોતાના ધર્મ ઉપર કાયમ રહેવાની છુટ આપતા આવ્યા છે, બલકે અત્યાર સુધી તુરક અને મુગલોએ પોતાના રાજ્યમાં

પરાયા ધર્મના માણસોને વસવા દીધાં છે."

ખરેખર વાંચકો આ પૃથ્વી ઉપર ઇસ્લામ ધર્મનું હોવું રહમત સમાન છે તેણે સૃષ્ટી ઉપર જે જે ઉપકારો કર્યા છે તેનો પાર આવતો નથી; લોકો હઠ-ધર્મી કરી વિચાર ન કરે તેમાં કોઈ શું કરે? જેઓ બીચારા ન્યાયી છે તેઓ ઇસ્લામની મહત્વતા અને શ્રેષ્ઠતા સ્વિકાર્યા વિના રહેતા નથી.

ઇસ્લામી રાજ્યોમાં યહુદીયોના ખ્રીસ્તીયોના દેવળો મવજુદ હતા ત્યાં દરરોજ તેઓની ઇબાદતના વખતે ઘંટા વાગતા હતા, અર્થાંત-તેઓને તેઓનો ધર્મ પાળવામાં પુર્ણ સ્વતંત્રતા હતી, ત્યારે પછી ઇસ્લામ તલવાર વડે પ્રસર્યો એ વાત કયાં રહી? મિસ્તર એડવર્ડ ગીબન લખે છે કે " આફ્રીકા અને એશીયાના નવા મુસલમાનો જેઓએ અરબના મુસલમાનોની સંખ્યામાં વધારો કર્યો, તેઓ એકજ ખુદા અને તેના પયગમ્બર ઉપર ઇમાન લાવવામાં મોહ પામ્યા હતા. નહીંકે તેઓ ઉપર કોઇ પ્રકા-

રનો દબાવ નાંખવામાં આવ્યો હતો" વળી એજ સાહેબ આગળ ચાલતાં લખે છે કે (ઇસ્લામી રાજ્યોમાં) ઇબરાહીમ, મુસા અને ઇસુને માનનારાઓને, હઝરત મોહમ્મદ સ૦ નું ઇલ્હામ (પયગમ્બરી) જે વધારે નિપુણ છે તે માનવાની વિનયપુર્વક વિનંતી કરવામાં આવી, પણ જ્યારે તેઓએ ન માન્યું અને સાધારણ ખંડણી એટલે જઝીયો આપવો કબુલ કર્યો ત્યારે તેઓ પોતાની ધાર્મિક પુજનમાં અને અકીદા—આસ્થામાં સ્વતંત્ર રહ્યા." તો પછી બતાવો કે આમાં શો અન્યાય છે? ખ્રીસ્તીયો જ્યારે તેઓના હાથમાં તલવાર આવી ગએલી છે ત્યારે પોતાનું જોર બતાવતાં ચુકયાં નથી, સર ટોમ્સ કારલાઇલ સાહેબ એ વિશે ઘણાં લંબાણથી લખી લખે છે કે "ખ્રીસ્તી ધર્મના હાથમાં જ્યારે તલવાર આવી ગએલી છે ત્યારે તે તરફ તેઓએ સમુળગો ધિક્કાર દર્શાવેલો નથી જેમકે શાર્લમીને સેક્સન પ્રજાને માત્ર

ઉપદેશથીજ ખ્રીસ્તી બનાવેલ હતી નહીં. હું તલવાર વિગેરેની કાંઇ પરવા કરતો નથી અને રજા આપુછું કે એક વસ્તુનો જેવી રીતે બની શકે તેવી રીતે આ દુન્યામાં પ્રસાર કરો; જોઇયે તો જીભથી જોઇયે તો તલવારથી અથવા પોતાની પાસેના હથીયારથી અથવા બીજા પાસેથી મેળવીને પણ. **મીસ્ટર ગોડફ્રે હેગીન્સ** લખે છે કે **"દીને મોહમ્મદી (ઇસ્લામ ધર્મ) માત્ર તલવારનાજ બળ વડે પ્રસર્યો છે એમ ધારવું મહા મોહટી ભુલ છે."** પછી લખે છે કે" હીજાઝ વાશીયો ઉપર તાર્તરી લોકોનો પહેલો હુમલો આઠમી સદીની છેવટમાં થયો હતો તે લોકો ઉત્તર તરફના પ્રદેશો જે કાસ્પીયન સમુદ્ર અને બહીરએ અસ્વદ વચ્ચે છે ત્યાંથી આવ્યા, તે વખતે તેઓનો ધર્મ મોહમ્મદી (ઇસ્લામ) ન હતો પણ તેઓએ થોડાંજ વખત પછી તે પરાજીત (હાર પામેલાં) થએલાં હીજાઝ વાશીયોનો ધર્મ

કબુલ કરી લાધો. આ રિતથી લોકોના ધર્મ બદલવાથી એ હીન્દુમત કે ઇસ્લામ ધર્મ તલવારની આણ વડે ફેલાવ્યો નથી પણ ફક્ત ઉપદેશ દ્વારા ફેલાવો પામ્યો છે જેનુ વર્ણન ફેરલોકાચાર થઇ ગયુ તે એક વિચિત્ર આશ્ચર્ય જાહુ ઠરે છે, કેમકે આ ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે ઇસ્લામ ધર્મમાં માત્ર એજ લોકો દાખલ થયાં નથી કે જેઓને તેણે (ઇસ્લામે) હરાવ્યા હતા, બલકે એ લોકો પણ (ઇસ્લામ ધર્મમાં) દાખલ થયાં છે કે જેઓએ મુસલમાનોને હરાવી પોતાના તાબેદાર બનાવ્યા હતા.” વળી ઇસ્ટ એન્ડ વેસ્ટ નામના પત્રમાં ઇસ્લામ તલવારથી પ્રસર્યો નથી અને તે દરેક સ્થીતિમાં પોતાની બીજા ધર્મની પ્રજાને સ્વતંત્રતા આપતો આવ્યો છે તે વિશે એક ઘણોજ ઉમદા અને લાંબો આરટીકલ છપાયલો છે તેમાંથી માત્ર બે ત્રણ વાકય ટાંકીયે છીયે કે “ ઇસ્લામે કોઇ પણ બીજા ધર્મના સંપ્રદાય-મસાયલમાં

હાથ નાંખ્યો નથી તેણે કોઈને ઇજા પહોંચાડી નથી બીજા ધર્મવાળાઓને શીક્ષા આપવા માટે ઇસ્લામે કોઈ ધાર્મીક અદાલત[1] ( કોરટ ) સ્થાપી નથી, કદી પણ ઇસ્લામે લોકોના ધર્મને જોરજુલમથી બદલાવવાનો વિચાર

---

૧–ખ્રીસ્તીયોએ, જેઓ ખ્રીસ્તી ધર્મ ઉપર પુર્ણ આસ્થા રાખતા ન હોય અથવા ખ્રીસ્તી ધર્મથી તદ્દન ફરી ગયા હોય તેઓને શોધી શોધી પકડીને શિક્ષા આપવા માટે એક અદાલત સ્થાપી હતી જે " **ઇન્કવીઝીશન** " **ના** નામે ઓળખાતી હતી આવીઅદાલતોની સ્થાપના ફ્રાન્સ, ઈંગ્લંડ, ઇટાલી ઈત્યાદી સરવે સ્થળે થઇ હતી. જેઓ બીચારાં શક ઉપર પકડાતાં તેઓ બીચારાઓને પણ રીબાવી રોબાવી મારી ત્રાહતાહ પોકરાવતા. હવે કહો કે ઇસ્લામ દયાળુ અને ન્યાયી ધર્મ છે કે ખ્રીસ્તી ધર્મ ? જુઓ "એન સાઇકલો પીડીયા બ્રીટાનીકા."

**કર્યો નથી"** ત્યાર બાદ એજ ન્યાય નજર લખે છે કે " **ઇસ્લામના ઇતિહાસમાં એક એવો ગુણ મળી આવે તે કે જે બીજા ધર્મવાળાઓને પરાધિન રાખવાની તદ્દન** વિરૂદ્ધ છે. ઐતિહાસ વકતા **મીο હાલમ** લખે છે કે " ઇસ્લામ ધર્મ ખુદાના શેવકો ઉપર અરજ કરવામાં આવ્યો છે, **પણ કદી તેઓની પાસે જોર જુલમથી કબુલ કરાવવામાં આવ્યો નથી."**

ઉપરના વિદ્વાનોના લેખ ઘણાં લાંબા અને **ઇસ્લામ** તલવાર વડે નહીં પણ તેના સુશીક્ષણ-ઉપદેશના કારણથી પ્રસર્યો છે એ વિશે દલીલોથી ભરપુર છે, પણ ઘણીજ લંબાણ થઇ જવાનો ભય હોવાથી માત્ર એક એક બે વાકયો લખી સંતોષ માન્યો છે, **ખરેખર સત્ય તે સત્યજ છે આખરે પ્રકાશ્યા વિના રહેતું નથી.** જેઓ જ્ઞાની સમજુ અને વિદ્વાન છે તેઓ ખરી વાત કહેતાં કદી અચકાતાં

નથી. હવે અમે એક હીંદુ શાક્ષરનો લેખ ટાંકી ઇસ્લામ તલવારથી પ્રસર્યો છે કે તેના સુશીક્ષણથી એ વિચારવું આપ ન્યાયી વાંચકોના તર્ક અને ન્યાય ઉપર મુકી આ લેખને પુર્ણ કરીશું—**મહાજન મંડળ** એ નામના ગુજરાતી ગ્રંથના પ્રષ્ઠ ૬૬૭ માં તે લખનાર એક હીંદુ શાક્ષર લખે છે કે."—

"હઝરત મોહમદ સાહેબે ધન, માન, અને ગૌરવની ઇચ્છાથી પરિચાલિત થઇને મુસલમાન ધર્મ પ્રચાર કર્યો નથી. રાજ મુગટ તેમની આગળ તુચ્છ હતો, પૃથ્વિ ઉપરનું રાજ્ય સિંહાસન તેમને ઠોકર મારી નાંખી દીધું હતું, તેઓ પૃથ્વિના તુચ્છ યશના ભીખારી નહતા. જીવન મૃત્યુનું ઉંડું તત્વ જાહેર કરવું એજ તેઓના જીવનનું ફક્ત લક્ષ હતું. તે કામ પુરૂ કરીને તેઓ આ લોકમાંથી ગયા હતા, ધન, માન તેમના પગ નીચે રોળાતાં હતા, પણ પોતે તેનો સ્પર્શ કરતા નહતા. સમસ્ત

આરબ દેશ તેમની એક આંગળીની ઈશારતથી કાંપતો હતો. વિજીત જાતિના અતુલ સંપતિ તેમના ચરણ નીચે અર્પીત થતી હતી. પરંતુ પોતે કદી પણ ભીખારીની દશા ત્યાગ કરી નહોતી. સામાન્ય કપડાં પહેરીને લજ્જા નિવારણ કરતા હતા, અને ખજુર ખાઈને જીવન ધારણ કરતા હતા. સાદડી ઉપર સુતા હતા. અને પોતાનાં કપડાં તથા જોડા પણ પોતેજ સાફ કરતા હતા. તેમની આંખ દુન્યાના નાશ પામનાર ધન માન ઉપર પડતી નહોતી. સર્વદા ઉપર મોંહ રાખીને ઈશ્વરમાં મગ્ન થઈ રહેતા હતા સત્યના સેવક થઈને તેમણે જીવન ગાળ્યું હતું, સત્યનાજ બળથી તેમણે એકલાએ હજારો શત્રુનો પરાભવ કર્યો હતો.

કેટલાક કહે છે કે, તલવારના બળથી મુસલમાન ધર્મ જયવાન થયો છે, પરંતુ જ્યારે હઝરત મોહમ્મદ સાહેબે ઈશ્વરનું દર્શન મેળ-

વીને ખતીજાની પાસે મનની વાત જાહેર કરી, ત્યારે તરવાર ક્યાં હતી ? જ્યારે ધીરે ધીરે એકના પછી એક તેમના શિષ્યોની સંખ્યા વધવા લાગી, ત્યારે તલવાર ક્યાં હતી ? જ્યારે મદીનાના લોકો અડધી રાત્રે તેમની પાસેથી અમોઘ પ્રતિજ્ઞામાં દિક્ષીત થયા હતા, ત્યારે તરવાર ક્યાં હતી ? કેવળ વિશ્વાસ (તવક્કલ)નાજ બળથી બળવાન થઇને મુસલમાન ધર્મનો વિજય વાવટો સર્વત્ર ઉડયો છે. ”

વળી આગળ ચાલી પૃષ્ટ ૩૬૫ માં લખે છે કે “લગભગ ૧૩૦૦ વર્ષ ચાલ્યાં ગયાં છે, જ્વલંત વિશ્વાસ અને અગાધ ઉત્સાહના અવતાર હજરત મોહમ્મદ સાહેબ આ લોક છોડીને ચાલ્યા ગયા છે. પરંતુ ભારત વર્ષથી કે આલજીરીયા સુધી આખા ભૂભાગના મુસલમાનોનાં હૃદય આજ પણ તેમના નામથી નાચેછે. તેમનાજ નામનુ મંત્ર દહાડો મનમાં રટણ કરે

છે, આફ્રીકાના જંગલોમાં, અરબસ્તાનના રેતાળ રણમાં, ભારતના દરેક શેહર અને ગામડામાં, અફગાન રાજ્યના દરેક પહાડની ટોચ પર, તુર્કીસ્તાનની વિશાળ તલાટીમાં, ઇરાનના મનોહર બગીચામાં, અને તુરસ્કના દરેક નગરમાં આજ પણ રાત્ર દીવસ હઝરત મોહમ્મદ સાહેબનો જયનાદ થાય છે. લગભગ ૧૮ કરોડ ઇશ્વરના પુત્રો આજે તેમનું પવિત્ર નામ મુખે જપે છે. જે ધર્મે મુર્તિપુજાથી ઘેરાએલા આરબ દેશમાં એક માત્ર ખુદાની પુજા પ્રતિષ્ટિત કરી છે નારી જાતિની દુર્ગતિ નિવારણ કરી છે, જંગલી જાતિમાં જ્ઞાન ચર્ચાનો આરંભ કર્યો છે, ગુલામગીરીની સાંકળ તોડી નાંખી છે તે ધર્મ દ્વારા જગતમાં મધુર ફળ ઉત્પન્ન થયું છે. તે ફળ ખાઇને કરોડો નર નારી જંગલીપણાની હાલતમાંથી મુક્ત થયાં છે. ધન્ય છે ઇશ્વરને કે જે પોતાના પ્યારા બાળ-

કો ઉપર કૃપા વરસાવવા સારૂં એકાદ મહાન પુરૂષને વખતો વખત મોકલીને જગતનું કલ્યાણ કરાવે છે, તેવીજ રીતે હજરત મોહમ્મદ સાહેબના દ્વારે કલ્યાણ કરાવ્યું હતું.



# રાજા રામચંદ્રની ઝબાનથી, હઝરત મોહમ્મદ સ૦ ની બશારત.



( બશારતે એહમદી ઉપરથી )

"એક શખસ બયાન કરે છે કે શાહ અબદુલહક સાહેબ કાનપુરીએ મને હઍદરાબાદ માં કહેલ કે રામપુર અને બરેલી વચમાં જે નદીછે તે ઠેકાણે એક હિંદુ કે પોતાના ધર્મમાં

બહુજ હુંશીયાર હતો તેની સાથે મુલાકાત થઇ તે વખતે હું જવાન હતો મારી ઉમર ૧૭ વરસની હતી, અને રામપુરથી ઇલમ શીખીને આવતો હતો.

તે વખતે મેં તેને કહ્યું કે મારે તમોને કાંઈ પુછવું છે; તેણે કહ્યું કે દીનની વાતછે કે દુન્યાની ? મેં કહ્યું કે દીનની વાત છે.

તે વખતે તેણે એકાંતમાં જઇ મને કહ્યું કે જે કાંઇ પુછવું હોય તે પુછો.

તે વખતે મેં પુછ્યું કે અમારા પયગમ્બર હજરત મોહમ્મદ સ૦ નું વર્ણન તમારી કીતાબમાં છે કે નહીં ?

તેણે કહ્યું કે તમારી ઉમ્મર નાની છે તેથી વાત છુપાવી નહીં શકો.

મેં કહ્યું કે હું તમારી સાથે અહેદ કરૂં છું કે જ્યાં સુધી તમો જીવતા હશો ત્યાં સુધી મારા બાપ અને ઉસ્તાદ શીવાય બીજા કોઇને પણ એ વાત નહીં કહું;

તે વખતે તેણે કહ્યું કે ચોથા વેદમાં તમારા પયગમ્બર વિશે લખેલ છે કે, રામચંદ્રને કોઇએ પુછ્યું કે ખુદાને મળવાના કેટલા દરજા છે ? કે તેટલે દરજ્જે ઇનસાન પહોંચે તો ખુદાને મળે. રામચંદ્રે કહ્યું કે ચઉદ દરજા છે; કે તે ચઉદ દરજ્જા સુધી પહોંચી જાય તો ખુદાને મળે.

તેણે પુછ્યું કે તે ચઉદ દરજ્જા સુધી આપ પહોંચ્યા છો ? રામચંદ્રે કહ્યું કે નહીં.

વળી પુછ્યું કે તમો તે ચઉદે દરજ્જાને પહોંચવાનો ઇરાદો રાખો છો? રામચદ્રે કહ્યું કે જેટલે દરજ્જે હું પહોંચ્યોછું તેથી વધારે પહોંચીશ નહીં.

વળી તેણે પુછ્યું કે તમારી પહેલાં કોઇ પણ એ ચઉદ દરજે પહોંચેલ છે ?! જવાબ આપ્યો કે નહીં.

વળી તેણે પુછ્યું કે તો હવે પછી કોઇ પણ એ દરજ્જાને પહોંચશે ખરો ?!

આ સાંભળીને રામચંદ્રે કહ્યું કે હા ! એક શખ્સ થનારો છે, તે એ તમામ દરજ્જા તય* કરીને ચઉદમેં દરજ્જે પહોંચશે; તેને થવાને હજી ઘણી લાંબી મુદ્દત છે.

તેણે પુછ્યું કે તેનું શું નામ હશે? રામચંદ્રે જવાબ આપ્યો કે તેઓનું નામ "મહંમદ" છે તેણે પુછ્યું કે તે કયાં પયદા થશે? રામચંદ્રે જવાબ આપ્યો કે તે પથ્થરના મુલકમાં પયદા થશે અને ખજુરના શેહરમાં જઇને રેહશે અને ત્યાંથીજ તેઓનું દીન તમામ જમીનપર ફેલાશે, અને તે જે કાંઇ કેહશે તેમજ ખુદા કરી આપશે. જે કોઇ તેના દીનને પકડશે તે "વઇકુંઠ" (બેહીસ્ત)માં જશે. અને જે કોઇ તેના દીનને નહીં પકડે અથવા

---

* તય કરીને એટલે પસાર કરીને.

પકડીને છોડી આપશે તો તે "નર્ક" (નાર) એટલે જહન્નમમાં જશે.

વળી તેણે પુછ્યું કે તેનો ખોરાક અને પોશાક કેવો હશે? રામચન્દ્રે કહ્યું કે તેઓનો ખોરાક દુધ, ગોસ્ત, શહદ, (મધ) અને સીરકો હશે, અને પોશાક લુંગી અને પાઘડી હશે, અને પોતાના દીનને ફેલાવવા માટે થઇને તલવાર અને બરછીથી લડાઇ કરશે.

આ રીવાયત બયાન કરનાર કહે છે કે જ્યારે આ મુજબ હકીકત તે હીંદુ પાસેથી સાંભળી તો મેં તેને પુછ્યું કે જ્યારે તમને એવી મોઅતબર ખબર મળી છે તો શામાટે મુસલમાન થતા નથી ?!

તેણે જવાબ આપ્યો કે મુસલમાન થવું દીલ ઉપર છે; મેં કહ્યું કે તમારા દીલમાં છે? જવાબ આપ્યો કે હા ! પુછ્યું કે તો તમો શામાટે જાહેર કરતા નથી ?!

તે વખતે તેણે કહ્યું કે તમો બરચા છો: આ મસલેહતની તમને ખબર ન પડે; પછી તેઓથી રૂખસત થઇને ઘરે ગયો અને ગદરની પહેલાં તે હીંદુ મરી ગયો.

ગદરની દસ વરસની બાદ હું મારી બેનને ઘેર ફતેહપુરમાં ગયો, તો ત્યાં પણ તેજ હીંદુ જેવો બીજા એક હીંદુને જોયો, અને તેનું નામ શીતલ હતું, તો તેના સાથે પણ એજ મુજબ વાત થઇ તો તેણે પણ તે વાત કબુલ કરીને કહ્યું કે ખરૂં છે, બલકે તે વેદમાં તેણે જે કહ્યું તે કરતાં હઝરત મોહમ્મદ સ૦ ના તાઆરીફ વધારે છે. એ મુજબ કહીને વેદની અંદરની કેટલીક બાબતો બોલ્યો પણ હું કાંઇ સમજી શકયો નહીં; પછી તેણે તેનો ખુલાસો કહ્યો કે પેદા કરનારે તમામ કમાલ તે મોહમ્મદ સ૦ ના ઉપરજ ખતમ કરેલ છે, અને કોઇ અવતાર અથવા [illegible]તા તેનાથી વધી

